॥ ॐ श्री सद्गुरवे परमात्मने नमः ॥

ચિદાનંદઘન સદ્ગુરૂ શ્રીમહેશ્વરાભિન્ન પરમાત્મમૂર્તિ

શ્રીમન્માણિક્યપ્રભુ પ્રણિતા

# માણિક્યરત્ન મણિગણ માલિકા.

## પ્રથમ પુસ્તક.

---

यथा नद्यःस्यन्दमानाः समुद्रेऽस्तंगच्छन्ति नामरूपे विहाय ।

तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ श्रुतेः ॥

દોહરો—સુંદર મણિગણ માલિકા, કર અહિ જપતાં રોજ,

શાન્તિ ઉરમાં પ્રગટશે, મળશે સાચો મોજ,

---

પ્રેમયુકત શ્રદ્ધાસંપન્ન સુસજ્જનોના હિતને અર્થે

પ્રસિદ્ધ કરનાર,

શ્રી સૂર્યદેહા ( તાપી ) તટેસ્થિત સૂર્યપુર ( સુરત ) નિવાસી

**વાસુદેવ માણિક્યલાલ ભકતરાજ.**

---

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.

---

અમૂલ્ય.

॥ ॐ श्री सद्गुरवे परमात्मने नमः ॥

ચિદાનંદઘન સદ્ગુરૂ શ્રીમહેશ્વરાભિન્ન પરમાત્મમૂર્તિ
શ્રીમન્માણિક્યપ્રભુ પ્રણિતા

# માણિક્યરત્ન મણિગણ માલિકા.



यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तंगच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ श्रुतेः ॥

દોહરો—સુંદર મણિગણ માલિકા, કર ગ્રહિ જપતાં રોજ,
શાન્તિ ઉરમાં પ્રગટશે, મળશે સાચી મોજ,



પ્રેમયુકત શ્રદ્ધાસંપન્ન સુજ્ઞજનોના હિતને અર્થે

પ્રસિદ્ધ કરનાર,

શ્રી સૂર્યદેહા ( તાપી ) તટેસ્થિત સૂર્યપુર ( સુરત ) નિવાસી

**વાસુદેવ-માણિક્યલાલ ભકતરાજ.**



સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.

અમૂલ્ય.

# આ ગ્રંથરૂપ મંત્ર પુષ્પાંજલિનું અર્પણપત્ર.

અર્થાત્

# ગ્રંથાર્પણ.



સંવત ૧૯૬૬ ના માર્ગશિર્ષ કૃષ્ણદ્વાદશીને શનીવારને મળસ્કે લેખકની અન્તરવૃત્તિમાં એવો પ્રશ્ન સ્ફુર્યો જણાયો કે, કેટલાક ગૃહસ્થો અમુક ગ્રંથ તઇયાર કરી કરાવી પોતાના વ્હાલા મનુષ્યને અથવા જેનાથી દ્રવ્ય પ્રાપ્તિ વગેરેરૂપ અમુક પ્રકારનાં સુખોની અભિલાષા રાખવા યોગ્ય જણાઇ અને જણાતી હોય એવા શ્રીમાન વર્ગમાંના અમુકને, તે અર્પણ કરે છે. તો હે પરમાત્મન્ ! મ્હારે જો એવું કંઇ કરવા યોગ્ય હોય તો, ત્હારી કૃપા પ્રભાવથી તઇયાર કરાએલા ગ્રંથ સમુહમાંથી માણિકયરત્ન મણિગણ માલા, જે હાલ પ્રસિદ્ધિમાં મુકવા વિચાર થયો છે તે ( અથવા બીજા ગ્રંથો જો પ્રસિદ્ધ કરવા અનુકુલતા પ્રાપ્ત થાય તો તે ) મ્હારે કોને અર્પણ કરવા યોગ્ય છે ?

આ પ્રશ્ન પૂરો પ્રતીત થયો ન થયો એટલે તરત ( અંતર્યામિજ્ઞાન સ્વરૂપ અંતરાત્મામાંથી ) ઉત્તરનો પ્રકાશ થયો–ગુપ્તનાદ સંભળાયો કે,—હે પ્રિય ! ત્હારી વૃત્તિમાં એ પ્રશ્ન ઘટતોજ નથી. હરકોઇ ગુપ્ત વાતનો ખુલાસો પ્રિયતમ સખાથી મેળવાય છે, અથવા પૂજ્ય માતા, પિતા, સદ્ગુરૂ અથવા સમર્થ તત્ત્વવેત્તા મહાપુરૂષોથી મેળવાય છે. તે પ્રમાણે પ્રિયતમ સખા, માતા, પિતા, સદ્ગુરૂ, ત્રાતા, પરમપુરૂષરૂપે તેં મ્હનેજ જાણ્યો છે, તેથી તેં મ્હારા પ્રત્યે પ્રશ્ન કીધો તે, જો કે ત્હારૂં સર્વસ્વ ( ત્હારાં સ્વત્વ સહિત ) હુંજ હોવાથી, જરૂરનો નથી, તેથી ઘટતો નથી, તોપણ કીધો છે તો ત્હને એજ સૂચવવાનું

કે, ત્હારાં ભૌતિક શરીરનો પ્રાદુર્ભાવ થયો ( પ્રતિતિ થઈ ) ત્યારથી આ ક્ષણ પર્યંત, જે અદ્રષ્ટ સત્તાવાળા સર્વ ઐશ્વર્ય સંપન્ન ઇષ્ટે ( પરમાત્માએ ) ત્હારી રક્ષા કરી, હાલ કરેછે અને નિરંતર કરશેજ; અનેક ભયથી, રોગથી, કલેશથી, ભ્રાંતિ આદિથી મુકત કરતા રહી, અનેકરૂપે પુનઃપુનઃ અંતરબહિર પ્રકટ થઇ ત્હને શાંતિમાં સ્થિત રાખ્યો, રાખે છે, અને રાખશેજ, તેના કરતાં મહત્કાર્ય કરી તને શાશ્વતિ શાંતિમાં અચલપણે સ્થાપે એવો અન્ય કોઈજ નથી, એમ તું જાણેજ છે તો, તે સર્વ ઐશ્વર્યસંપન્ન સર્વજ્ઞ પરમાત્માનેજ એ ગ્રંથરૂપ મંત્રપુષ્પાંજલિ અર્પણ કરવી યોગ્ય છે. ત્હારે તો એજ દ્રષ્ટિરૂપવિચાર સેવ્ય હોવાથી કર્તવ્ય છે.

હે પ્રીય ! ભાઇ ! ત્હારાં વર્તમાન શરીરને જન્મ આપનાર જનનીએ, જન્મ આપી દશ દિવસનું શુદ્ધિસ્નાન કરી, સારી હાલતમાંજ સ્વઇચ્છાથી સર્વ તઇઆરી કરાવી રાખી મ્હારે વિષે અમુક ઘટિકા પર્યંત એકાગ્રતાથી વૃત્તિને સ્થાપી મુકી શરીર છોડયું તે પહેલાં એટલે જન્મ પછી બે ત્રણ દિવસ થતાંજ પુત્રનો મોહ ઉપાડી લઇ ( દુર કરી ) ત્હને મ્હારા ભરોંસાપર દ્રઢ નિશ્ચયરૂપ વિશ્વાસથી મુકી દઇ, નિમિત્તભૂત રત્નમાતાને સોંપ્યો. તે પછી ત્હારી રક્ષા, વ્યવહાર પરમાર્થના માર્ગમાં જે ઇષ્ટતમ સખારૂપ પરમાત્માએ કીધી તે વિષે વિસ્તાર વર્ણનનું તો હાલ પ્રયોજન જણાતું નથી, પરંતુ મુખ્ય મુખ્ય પ્રસંગો યાદ કરી જો.

યુવાવસ્થામાં તીર્થયાત્રા માટે એકલોજ તું નિકળી પડેલો ત્યારે માર્ગમાંથી થએલો અનેક સત્પુરૂષોનો સંબંધ, તેઓની પુત્રથી જ્યાદે ત્હારા ઉપર પ્રીતિ, કાશીથી રાત્રે દશ વાગે એકલો જગદીશ જવા તઇઆર થયો ત્યારે સંત મહાત્માએ સમુદ્રમારગે પ્રવાસનું બહુ ભય બતાવેલું છતાં " હું એકલોજ ( આ વિશ્વમાં ) છું. મ્હારી

પાછળ કોઇ રડનાર નથી, ” એવું કહીને પ્રણામ કરી ગયા પછી કલકત્તે તદ્દન અજાણી ભૂમિમાં રાત્રે ઉતર્ય પછી ત્હારાં હૃદયમાં ભયનું ભાન થએલું તે વખતે ત્હારી બામું બ્રાહ્મણરૂપે પ્રકટી તને સુ-સ્થાનમાં લાવી રાખી સવારે તેણે હાથે સુંદર ભોજન તઇઆર કરી તને પ્રસાદ લેવડાવીને સ્ટીમરની ટીકીટનો માર્ગ બતાવી રસ્તે પાડી દીધો હતો, તે યાદ કર.

હાલ થોડાં ( આશરે ૫-૬ ) વર્ષ ઉપર તું ત્હારાં પતિ, પુત્રો, પુત્રીઓ તેમાં તાપી ભગવતી ઉરફે જેકોરબ્હેન સહ તેનો પુત્ર બાબુ વગેરે બાળકો સાથે ઓંકારેશ્વર ગયો ત્યાં રાતરે બાબુની ભયંકર સ્થિતી થઇ જવાથી ત્હારા અંતરમાં *ભારે ગભરાટ પેદા થએલો તેથી તે બાળકને તેજ રાતમાં આરોગ્ય અર્પી સ્હવારમાં ત્હને શાંતિનું ભાન કરાવેલું, તે યાદ કર.

શ્રીનાથજીથી આવતાં એકલિંગીમાં દુધને માટે ¶બાબુના બપોરી વખત થયલા પોકારે તને કેવો અકળાવેલો તે વખતે પૂજારી વગેરેથી દુધની આશા ભંગ કરાયલી છતાં અકસ્માત્ દુધ લાવી આપનારે તને કેવો ખુશી કીધો હતો, તે યાદ કર.

---

* આ ગભરાટનું સ્વરૂપ ચિતરાય તેવું નથી; કેમકે દાકતર મગીનદાસ ( બાબુના પિતા ) ની પાછળથી જણાયલી મરજી વિરૂદ્ધ ( એ છોકરી તાપી-જેકોરની તીર્થયાત્રાની લાંબા વખતની જિજ્ઞાસા તૃપ્ત થવાના હેતુથી ) એ છોકરાને મુંબાઇથી લેખક લાવેલો; તેનો આ એકજ પુત્ર; તેની આખર જેવી સ્થિતી; દુર પ્રદેશ; હવે એ પ્રસંગે કેવો ક્ષોભ હોઈ શકે તે ( અજ્ઞ સંસારાસકત જનસમૂહની હાલની પદ્ધતિ ઉપર દ્રષ્ટિ ફેરવી ) સુજ્ઞ વાંચકેજ અનુમાન કરવો. પરંતુ ખરી શ્રદ્ધા અને સાચા પ્રેમથી પરમાત્મા ઉપર આધાર રાખનારને શું દુસ્તર છે ? ! ! ભવસાગર જેવો દુસ્તર નથી તો આવી નાની ખાઇ ખાડા દુસ્તર નથી જ હોતાં એ પણ તે સાથે વાચકવૃંદે સમજીજ લેવું.

¶ આશરે ચાર વર્ષનો થએલો છતાં એ બાળક ફક્ત દુધ ઉપરજ રહેતો હતો.

ઉદેપુરથી રાતરે ( પૂરતું દુધ પાઇને ) ટ્રેનમાં બેઠા પછી એક વાગતાને સુમારે, નજીવાં-બે ચાર મિનીટ ટ્રેન થોભે એવાં નાનાંમાં નાનાં સ્ટેશનપર ફકત ઝાંખો દીવો દેખાય તેવામાં ( ઉંઘમાંથી જાગ્રત થતાંજ) ચાલી રહેલા બાબુના દુધના પોકારે ત્હારી વૃત્તિમાં કેવી ચિંતારૂપ ક્ષોભ પ્રકટાવેલો ! તે વખતે તેં મ્હારૂં સ્મર્ણ કરેલું અને અંતર્મુખ થઇ શર્ણ પુકડયું, તેટલે એ સ્ટેશને ગાડી ઉભી. તેવો સામેથીજ કિશોર વયનો સુહાસ્યવદન કાસુબીની ટોપી પ્હેરીને ઉષ્ણ ( ગરમ ) દુધની ફકત નાની નાની $બેજ લોટી લઇને ત્હારીજ પાસે જેણે આવી ત્હને પુછેલું કે, દુધ જોઇએ છે ? અને તે જોઇ સાનંદાશ્ચર્યથી તેં તરતજ તે બેહુ લોટીઓ લઇ લીધી. બાબુને આપતાં તે ( બેહુ ) પી ગયો. લોટી પાછી આપતાં પુનઃ ( તે પ્રભુએ ) પુછયું કે,—બીજું જોઇએ છે ?તે ઉપરથી તેં ત્હારા ઇષ્ટતમ ( પ્રીયતમ ) પ્રભુની સર્વ સત્તાનો પ્રભાવ જાણી ભગવત્પ્રસાદની લાલસાથી, બીજું લાવવા " હા " કહી તેવા તરતજ તે મહાત્માશ્રી જઇને અલ્પ સમયમાં એટલીજ બે લોટી ભરી લાવ્યા, તે પ્રસાદરૂપ દુધ પછી બધાં ( દશ બાર મનુષ્યો ) એ વ્હેંચી લીધું. અહો ! ! મધ્યરાત્રે, જંગલમાં, પાચેક મીનીટના પ્રસંગમાં, સુંદર મનોહર કિશોર મૂર્ત્તિ શી ! ! ફકત જરૂર જેટલુંજ દુધ શું ! ! તેપણ ગરમ ! મુખે માગ્યું મૂલ્ય આપવાનું કહીને માગણીના પોકાર પાસેના ડબ્બામાંના પેસેંજરોથી થયા તે સાંભળી તેની ઉપેક્ષા કરી કાઢી, એ શૂં ! ! અરે, પછી હાથમાં ( તેં ) શૂં મુકયું તે પણ જાણે જોવાની દરકાર વગર હસતા હસતા ત્હારી સામું પ્રેમથી જોતા કયે રસ્તે કયાં ગયા ! ! ! એ રક્ષક સત્તારૂપ ઇષ્ટને યાદ કર.

દ્વારકાં જતાં પ્રભાસમાં ભાળકેશ્વર નજીક પ્રકટેશ્વર તરફ જતાં સમર્થ અવધૂત યોગીના ‡વેશમાં ભગવાન શંકર અકસ્માત પ્રકટી સામા

---

$ બે લોટી મળીને સુમારે એક શેર દુધ હશે. ( સુરતી તોલનું ).

‡ શ્વેત વસ્ત્ર, હાથમાં નાનું કમંડળ, શિરપર જટા ( બાબરા ) આંખ ઢંકાઇ જતી તે ખસેડી, જોઇ વાત કરતા, લક્ષસહિત દ્રષ્ટિ સ્વરૂપમાંજ.

દર્શન દઇ રહ્યા હતા. તે જોઇ સમીપ જઇ સાથે પ્રકટેશ્વરમાં જઇ પાછા ઉતરતાં ત્યાં શ્રી પ્રકટેશ્વર સમીપ ઉભા વાતચીત થયા બાદ, તે ઉતરી આગળ ચાલીને ઉભા, ત્યાં તું આવીને ભેટી પગે પડયો હતો ત્યારે તથા વાતચીત પ્રસંગે ત્હને વારંવાર તેમણે ઉપદેશ કીધો હતો કે,—" ખૂબ ભજન કરો, ખૂબ ભજન કરો. " એનું રહસ્ય મારી કૃપાથી તું સમજ્યો હતો. તે પછી યોગીરાજ જેવા અકસ્માત્ દેખાયા તેવા અકસ્માત્ કયાં ગુપ્ત થયા તે ત્હને ખબર નથી. હે પ્રીય ! તે ઇષ્ટતમ મંગલમય પરમાત્માના અનુગ્રહને યાદ કર.

રાગદ્વેષના રગડારૂપ આ વ્યવહારમાં બીજાં અનેક કાર્યો પ્રસંગે કેવી યુક્તિ પ્રયુક્તિથી સર્વજ્ઞત્વના પ્રભાવે ત્હારી રક્ષા કરેલી તે વિષે કહેવાનું સબળ કારણ નથી ( કેમકે અમુક અંશે તે પ્રસિદ્ધ–જાહેર હોવાથી ન્યૂનાધિક અંશે તને યાદ છેજ ).

શ્રી કૃષ્ણાવતાર પ્રસંગે પ્રીયતમ સખા અર્જુનને શ્રી ગીતાનો ઉપદેશ કરતાં શ્રી કૃષ્ણ પરમાત્માએ કહેલું કે,—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासियत् ॥

यत्तपस्यासि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ १ ॥

અર્થાત્—તૂં જે કંઇ કરે, જે ખાય પીએ, જે હોમ હવન યજ્ઞ યાગાદિ કરે, જે કંઇ આપે, જે કંઇ તપ જપ કરે, તે સર્વ હે કૌંતેય ( અર્જુન ) તું મને અર્પણ કર.

તદ્વત્ તું પણ, હે પ્રીય ! એ સર્વ મ્હનેજ સ્પર્પણ કરવા યોગ્ય છે. ઉપર પ્રમાણે ઇષ્ટતમ સર્વાંતર્યામિ પ્રભુની આજ્ઞારૂપ અનુગ્રહ થયાથી, હું પોતે, મ્હને કૃતકૃત્ય–કૃતાર્થ–ધન્ય ધન્ય માનતો છતો, શુદ્ધ સાત્વિકી શ્રદ્ધાયુક્ત નિર્મળ પ્રેમથી આ ગ્રંથરૂપ મંત્રપુષ્પાંજલિ, તે શ્રી સર્વાંતર્યામિ ઇષ્ટતમ પરમસખારૂપ શ્રીહરિ ગુરૂ પરમાત્મા ( શ્રેષ્ઠ* ) ને અર્પણ કરૂં છું. तथाऽस्तु. हरिः ॐ शांतिः शांतिः शांतिः ॥

---

* શેઠ.

## ગીતિ.

અધિષ્ઠાન રૂપે તે, અધ્યસ્ત રૂપે તદેવ શ્રીનાથ;
સચ્ચિદ્દઘન સુખરૂપે, જગરૂપે પણ હરીતણો હાથ. ૧
રમત રમે બહુ રૂપે, બહુરૂપી બની ¶અજાતણો સ્વાંમી,
ત્રિગુણરહિત પદ જેનું, માણિકય રહો ત્યાં સદૈવ શિરનામી. ૨
શ્રીહરિચરણ યુગલમાં, શરણ ગ્રહીને પડયો હું ખોવાવા,
માણિકય પાર પરાને, પ્હોંચે ત્યાં નહિં ગિરા દિસે ગાવા. ૩

हरिः ॐ तत्सत्ब्रह्मार्पणमस्तु ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥हरिः ॐ ॥

( ભક્તરાજ મા. જ. મ્હલારજી ).



¶ માયા.

# પ્રસ્તાવના.

અમારા પરમપૂજ્ય તીર્થસ્વરૂપ શ્રીમન્માણિક્યપ્રભુ પ્રણીત, વિચાર મુક્તા, શાંતિ સુધારસ, સત્સુખ વગેરે ગ્રંથો જે આ પૂર્વે પ્રસિદ્ધિમાં મુકાઇ ગએલા છે તેમાં છેલ્લો જે સત્સુખ નામનો ગ્રંથ છે તેના મંગલાચરણના પ્રારંભના પ્રથમ પેરામાં દર્શાવ્યા પ્રમાણે, જે સદ્વિવેક મણિગણ માલિકા, દૈવી સંપત્તિવાન સત્વસંપન્ન જ્ઞાતજ્ઞેય મહા પુરૂષોનાં કંઠનું સુંદર, મનોહર, શાંતિપ્રદ, આનંદજનક અને ભવભય ભુલાવી દઇ ભ્રાંતિરૂપ રોગને હરનારૂં હોવાથી સત્સુખમય કરી મુકનારૂં શ્રેષ્ટ અને દિવ્ય ભૂષણ છે, તે મણિગણ માલિકા ( માળા ) શ્રદ્ધા સંપન્ન શુદ્ધ પ્રેમપાત્ર સુજ્ઞ જનોના હિતને અર્થે પ્રસિદ્ધિમાં મુકવી યોગ્ય ધારી પ્રાર્થના કરવા ઉપરથી સદ્ગુરૂ પરમાત્મમૂર્તિ પિતાશ્રીએ ( અનુકુળતા પ્રાપ્ત થયે પ્રસિદ્ધિમાં મુકવા કેટલાંક વર્ષ થયાં લખી તૈયાર રાખી હતી તે ) મ્હારે સ્વાધીન કરી.

આ ગ્રંથમાં, માલિકાના પ્રત્યેક મણિગણનું મૂલ્ય કોઇ રીતે થઇ શકે તેમ નથી અર્થાત્ અત્યંત પ્રશસ્ય, પ્રશંસનીય અને વ્યાવહારિક પારમાર્થિક સર્વોત્કૃષ્ટ ઉન્નતિસાધક હોવાથી મૂલ્ય થઇ શકે તેમ નથી, તો, આખી માળાનું મુલ્ય થઈ શકે નહીંજ, એ સહજ સ્પષ્ટ છે. એક મણિગણુથી લઇને આખી માળાને વિષે કહેતાં એ પ્રમાણે છે, તો, એવી અને એથી અધિક રંગપચરંગ ચમત્કૃતિના વિચિત્ર, સુંદર, મોહમર્દન કરી સ્વચ્છ ચિદ્રૂપ આનંદનો પ્રકાશ પાડનારી, બીજી માળાઓને વિશેતો કલ્પનાજ થાકી હારી અસ્તપ્રાય થઇ જાય છે ત્યાં વાણી શું કહી શકશે ? ! !

રત્ન, હીરા, મણિ, મુકતા, લાલ, લીલમ, સુવર્ણ, ચાંદી, તામ્ર, વસ્ત્રો, આભૂષણ, પૃથ્વી, ભુવન, અન્ન, પાન, ગંધ પુષ્પાદિ દ્રવ્ય,

કન્યા વગેરે અનેક પ્રકારનાં દાન છે તેમાં પ્રસંગ પરત્વે અમુકથી અમુકની વિશેષતા, મહજજનો અને શાસ્ત્રે વિધાન કરેલી કહેવાય છે. પરંતુ સદ્વિદ્યારૂપ દાનને સત્શાસ્ત્રો અને સત્પુરૂષોએ સર્વોત્કૃષ્ટ કથન કરેલું છે; કેમકે, તે તો ભવાટવી ભ્રમણથી શાંત કરી સ્વારાજ્યપદે સ્થાપવારૂપ સર્વોત્કૃષ્ટ ઉન્નતિ અર્પનાર હોવાથી તેનો મુકાબલો કરી બતાવવાને એવું બીજું કશું નથી. અને તે સદ્વિદ્યા એટલે સ્વસ્વરૂપનું જ્ઞાન, અને તે અપરોક્ષત્વે પ્રાપ્ત થવું, એજ સર્વ પ્રાપ્તવ્યમાત્રની અવધિ છે. सा काष्टा सा परागतिः ( श्रुतेः )

તેમજ એ સ્વસ્વરૂપનું જ્ઞાન અથવા પરમતત્ત્વ પરમાત્મ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જે પ્રયત્નો કર્તવ્ય છે, જેવાં કે,–શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સદ્ગુરૂ મુર્તિ સત્પુરૂષની સંગતી કરવી, શુદ્ધ પ્રેમયુકત શ્રદ્ધાથી તેમની સેવા નિમિ-તે તન, મન, ધન, વાણી, વિવેકાદિથી તેમની સમીપ સ્થિતી કરવી, અથવા અનુકુળ પ્રસંગો લઇ તેમની આજ્ઞાનું પાલન કરવા વગેરેરૂપ પ્રવૃત્તિ કરવી, શ્રીહરિ પોતેજ આ વિશ્વરૂપે શોભિ રહ્યા છે તેમાં સદ્ગુરૂ અથવા સત્પુરૂષોરૂપે પ્રતીત થતી શુદ્ધસત્વમૂર્તિઓ પણ તે શ્રીહરિ પોતેજ છે એવી દ્રષ્ટિ રાખી, શ્રીહરિના ઉપર જેવો પ્રાણથી અધિક પ્રેમ રાખવો યોગ્ય છે તેજ પ્રમાણે તેઓ ઉપરપણ રાખી દ્રઢ શ્રદ્ધાથી શુશ્રૂષા કરવી, તેમની આજ્ઞાનુસાર ચિત્તૈકાગ્રતા સિદ્ધ કરવા સારૂ જે જે સાધનક્રમ પ્રાપ્ત થાય તેને સપ્રેમ આચરવા, સર્વોત્કૃષ્ટ વિચારના પ્રવાહને સતત વહેતો રાખી તે દ્વારા માર્ગ કાપતે કાપતે વિચાર માત્રની અવધિએ પ્હોંચી કેવળ ચિદાનંદઘન પરમ શિવતત્ત્વમાં પ્રવેશ કરવારૂપ અભેદત્વનો અનુભવ કરવો અને તેના અભ્યાસના પરિપાકે તેમાં અચલ વિશ્રાંતિ લઇ તદ્રૂપ થઇ રહેવું. ब्रह्मविद् ब्रह्मैव भवति. એ દરમ્યાન ( પ્રારબ્ધ ભોગાનુકુલ સમયે ) સદ્વિદ્યાનું દાન, સ્વાનુભવજન્ય શાંતિપ્રદ ઉદ્ગારોનું પ્રદર્શન, અંતરાત્મ તત્વમાંથી પ્રાપ્ત સદુપદેશનું તેમજ ભગવત્ મૂર્તિ, શ્રી સદ્ગુરૂ, સત્પુરૂષો અને સત્શાસ્ત્રોનાં મુખમાંથી દ્રવીભૂત થઇ

આવેલો અમૃતમય પ્રવાહ જેવી રીતે જેટલો ઝીલી લેવાયો હોય તે પ્રમાણે તેનું, અર્થાત્ તે સર્વને એક શબ્દથીજ કહિયે તો, તે સદ્વિદ્યાનું દાન, જન સમાજમાં આપવાસારૂ કર્તવ્ય કરવું. એ રીતનાં જે પ્રયત્નો છેવટસુધી કર્ત્તવ્ય છે, તે સર્વ કરવાં.

એ રીતે સદ્વિદ્યારૂપ દાન સર્વોત્કૃષ્ટ મનાયેલું હોવાથી તે સર્વોત્કૃષ્ટ કર્તવ્ય છે. અને તેથીજ તેની કિંમત થઇ શકે તેમ નથીજ. છતાં કોઈ સુજ્ઞ મહાશયને કોઇ પ્રતિબંધના સદ્ભાવે અંતઃકરણમાં સંકોચ જણાય તો છપામણી અને કાગળ વગેરેના થયલા ખર્ચના કંઇક અંશ તરીકે, તેમજ એવો લાભ અતઃપર પણ સુજ્ઞ જનસમાજને મળે એવા ઉત્તેજન આપવાના હેતુથી કંઇ **આપવું યોગ્ય જણાય તો, માત્ર રૂ. ૦ ૫-૦ પ્રત્યેક પ્રતના ભલે મોકલે.** જનહિતકાર્યમાં ઉત્તેજન આપવારૂપ તે વિવેક સંપન્ન સુજ્ઞ મહાશયનું એ કર્ત્તવ્ય પણ સ્તુતિપાત્ર અને સર્વોત્તમ છે, કે જે ઉકત પ્રકારના સદ્વિદ્યારૂપ દાન કરાવવામાં પુનઃ પુનઃ પ્રેરનાર છે.

સુજ્ઞ, પરોપકારી અથવા શ્રીમાન્ મહાશય, આ ગ્રંથને એ રીતે ઉત્તેજન આપી વિવેકી પ્રેમીજનોમાં વેહેંચવા વગેરે સારૂ જથાબંધ નકલો મંગાવશે તો તેઓની તે રીતની ઉદારતા સ્તુતિપાત્ર છે, એટલુંજ નહિ પણ, ઉત્તરોત્તર આથી વિશેષ શાંતિપ્રદ અમૃતમય મણિગણોની, જેવી આ માલિકા છે, તેવી બીજી અનેક માલાઓ, તેમજ ગદ્યપદ્યાત્મક ઉત્તમ શાંતિપ્રદ અન્ય પુસ્તકો પ્રસિદ્ધિમાં મુકવાની અનુકુળતા ત્વરાથી સ્વિકારી શકાય; જેથી સુજ્ઞ જનસમાજને લાભ મળવામાં તેઓશ્રીની ઉદારતા પણ સહાયભૂત ગણાવા સંભવ છે. અસ્તુ.

આ પૂર્વે પ્રસિદ્ધ કરાયલો સત્સુખ નામનો ગ્રંથ, સુજ્ઞ મહાશય શ્રીયુત્ ડૉકટર નગીનદાસ માણેકલાલના હાથમાં આવતાંજ, તેનું રહસ્ય અને ચમત્કૃતિ જોઇ અત્યંત પ્રસન્નતા દરશાવી, તેઓશ્રીએ ઉત્તેજન આપવા ઉદારતાને પોતાના અંતરમાં અવકાશ આપી, જનસમાજમાં

વેહેંચવા કેટલીક પ્રતો ખરીદવા પ્રયત્ન સેવ્યું હતું તે પ્રસંગે મળેલા આશ્રયથી, સત્સુખની પ્રસ્તાવનામાં તથા છેવટે કરાયલી પ્રતિજ્ઞા પ્રમાણે આ નૂતન ગ્રંથની પ્રસિદ્ધિ કરવારૂપ પ્રવૃત્તિ કરવામાં આવી, તેમાં તેઓની પ્રસંગ પરત્વે દર્શાવાયલી ઉદારતા અમુક અંશે કારણભૂત છે; અને તેથી તેમનું તે કાર્ય સ્તુતિપાત્ર હોવાથી તેઓને ધન્યવાદ ઘટે છે.

પેટલાદ નજીક ગામ ધર્મજના નિવાસી રા. રા. શ્રીયુત શંકરલાલ વલ્લભદાસ જેઓ હાલ સોલાપુરની જુની મીલમાં વિવીંગ માસ્તર છે, તેઓનું અલ્પ સમય માટે સુરત આવવું થયલું, તે પ્રસંગે આ ગ્રંથનો થોડો ભાગજ અલ્પાંશે અવલોકન કરતાં, આવાં જનહિત કાર્યને ઉત્તેજન આપવું યોગ્ય જણાયાથી તેમણે અમુક અંશે મદદ આપવાનું સ્વિકારવાથી તેમને પણ વાપરેલી ઉદારતા માટે ધન્યવાદ ઘટે છે.

અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એવા ત્રણે તાપને શમાવી દઇ પરમ શાંતિને પમાડનારાં બોધ વચનોરૂપ હીરા, માણિક્ય, મુક્તા, પના, ચુની, લીલમ, લાલ વગેરે રત્નો, જે તે સદ્ગુરૂ પરમાત્માએ આકાશવાણીથી વદી ( અર્પિને ) સર્વ સુજ્ઞ હરિજનોનાં સર્વોત્કૃષ્ટ હિત નિમિત્તે સુસ્પષ્ટરીતે, ભર બજારમાં તો શું !, પણ ભર બ્રહ્માંડમાં ( લેખક વ્યકિતરૂપ યંત્ર અથવા સાધનદ્વારા ) વર્ણવ્યાં અર્થાત્ વેર્યાં છે, તેમાંથી તે પ્રભુની પ્રેરણાનુસાર અમુક વચનને માલારૂપે પ્રસિદ્ધિમાં મુકવાં યોગ્ય ધારી માલિકા નામ આપ્યું છે. તે સર્વાંતર્યામિ શ્રી સદ્ગુરૂ પરમાત્મ પ્રસાદરૂપ માલિકાને વાંચીનેજ કે સાંભળીનેજ માત્ર નહિ, પણ તદ્ગત મણિગણોને અનુસરીને શ્રદ્ધા પ્રેમયુકત આચરવાથી અર્થાત્ આલસ્ય પ્રમાદનો ત્યાગ કરી કરણી કરવાથી અને તદ્ગત રહેણીએ રહેવાથી અથવા અનુભવ કરી જોવાથી શ્રદ્ધા સંપન્ન પ્રેમીજનોને સંસારના ત્રણે તાપ બાધ કરતા નથી–નડતા નથી, અને અંતઃકરણનાં પ્રત્યેક પરમાણુમાં અલૌકિક આનંદનાં ભાનરૂપ પરમ શાંતિ પ્રાપ્ત થવાનો સંભવ છે.

એ રીતે, તે પરમાત્માએ અંતર્યામિ સદ્‌ગુરૂરૂપે, તથા અનેક રૂપો ધારણ કરી અનેક ભક્ત મહાત્મા વગેરેને અનેક પ્રકારે શાંતિપ્રદ દર્શનનો લાભ આપી, જે જે વચનામૃતરૂપ નિર્મળ પ્રેમ, ભક્તિ, શક્તિ, બળ, શૌર્ય, સામર્થ્ય, ઐશ્વર્ય, જ્ઞાન, આનંદ, શાંતિ, વિવેક, વૈરાગ્ય, પ્રસન્નતા, મનોહરતા વગેરેના સર્વોત્તમ સુખપ્રદ ઝરણો જેમાંથી નિરંતર સ્રવતાંજ રહે છે એવા, સુંદર મણિગણો, મુખકમલરૂપ ખોબા ભરી ભરી વારંવાર અધિકારી શ્રેયઃસાધક જનોનાં, ભવાટવી ભ્રમણથી મુક્ત થઇ પોતાના સ્વયંપ્રકાશ ચિદ્‌ઘન ાનંદ સ્વરૂપેજ પલટાવી દેવારૂપ અત્યુત્તમ હિત નિમિત્તે ઉડાવ્યા—વેર્યા ( કૃપા કરી બક્ષ્યા ) તેના સમૂહને માલારૂપે આકૃતિમાં મુકવારૂપ પૂજ્ય પ્રભુશ્રીથી પ્રવૃત્તિ કરાયલી, તેને સુજ્ઞ એવા રાગદ્વેષ રહિત શ્રદ્ધાસંપન્ન પ્રેમી જનોને લાભ મળવાના હેતુથી પ્રસિદ્ધિમાં મુકતાં સર્વ પ્રત્યે મ્હારી નમ્રભાવે પ્રાર્થના છે કે, એમાં લેખકની તથા મ્હારી ભુલચુક દોષ હોય તો તેને ( તે ભુલચુકનું એટલે ) દોષનું રૂપ બદલી સદ્વિદ્યારૂપ વેદનાજ વેષમાં પલટાવી લઇ અર્થાત્ સ્વબુદ્ધિબળથી સુધા અર્થમાં સમજી લઇ સદ્‌વિદ્યાની પંકિતપાત્રજ કાયમ રાખી અમને બેહુને કૃતાર્થ—કૃતકૃત્ય કરવા કૃપા કરશોજ. એ રીતની આપની ઉદારતાજ, આપનું સુજ્ઞત્વ, મહત્તા અને વિદ્વત્તાનો પ્રકાશ કરનારી છે.

શ્રી હરિ, સદ્‌ગુરૂ, સંત મહાત્મા, યોગી ઋષિ મુનીગણો અને વેદ, શાસ્ત્ર, ગીતા, સ્મૃતિ ¶વગેરેનાં વચનામૃતના મહોદધિમાં અનેક તરંગોની અનેક પંકિતઓ—તરંગાવલિ પ્રતીત થાય છે તે સર્વની ગણના તો, અનેક યુગ અથવા કલ્પો પર્યંત અનેક મુખથી અતિ સૂક્ષ્મ બુદ્ધિવાન અનેક સમર્થ વિદ્વાનો પણ, કરી શકે તેમ નથી. પરંતુ, જેમ હજારો મણનાં ચોખાનાં પાત્ર ભર્યાં હોય અથવા ઢગલા પડયા હોય તે સઘળામાંના *અમુકમાંથી ચોખાની જાત પ્રકાર જાણવાને નમુનારૂપ ચપટી ચપટી લેવામાં આવે છે, તદ્વત્ દિગ્દર્શનરૂપ એક એક રસમય

---

¶ ઉપનિષદાદિ સચ્છાસ્ત્રો. * પ્રસન્ન પડતા થોડાઘણા.

તરંગને મણિગણુની ઉપમા આપી બ્રહ્મસૂત્રથી પ્રોઇને સિદ્ધ કરાયલી એ માળા, શ્રદ્ધાવાન અને પ્રેમરસથી સારી રીતે ભીંજાઇ રહેલા અધિકારી હરિજનો પોતાના કંઠમાં રાખી તેનાથી જાપ કરતા રહેશે ( અર્થાત્ શ્રદ્ધાપૂર્વક અવલોકન કરતા રહી તદ્નત્ વર્ત્તન કરશે ) તો તેને પોતાથી અભિન્નત્વને પમાડવા, શ્રીહરિએ પ્રતિજ્ઞા કરી સ્પષ્ટ કહ્યુંજ છે કે, ज्ञानीत्वात्मैव मेमतम् ॥

અંતઃકરણમાં સ્રવતા નિર્મળ પ્રેમવાળી પ્રેમરસમય ભક્તિયુક્ત ચિત્તની એકાગ્રતાપૂર્વક પોતાના ચિદાનંદઘન સત્સ્વરૂપનું જ્ઞાન, એજ અંતિમ પ્રાપ્તવ્ય ફળ છે; જેની પ્રાપ્તિ થયા પછી અન્ય કાંઇ કર્તવ્ય જ્ઞાતવ્ય કે પ્રાપ્તવ્ય રહેતું નથી, એવું સ્વસ્વરૂપનું ઉક્ત પ્રકારે પ્રાપ્ત થએલું જ્ઞાનરૂપ બાળક પ્રકટતાંજ, માતા, પિતા અને હાલ સુધી અહંમમત્વપૂર્વક પ્રવૃત્તિ કરનારો જે પોતે, કંઇ થયલો માનતો-સમજતો હતો તે ત્રણેને ભક્ષણ કરી જાય છે. અને જ્ઞાનમાત્ર પોતેજ રહે છે. ( સૂર્ય ઉદય થતાંજ, દીપ પ્રકટતાંજ જેમ અંધકારને ખાઇ જાય છે તેમ ). તાત્પર્ય કે એવી રીતે શુદ્ધ યથાર્થ જ્ઞાનરૂપ અર્ભક પ્રકટતાંજ, અજ્ઞાન એટલે અવિદ્યારૂપ માતાને, અને અહંકાર પિતાને અને પ્રતીત થતા જીવભાવને ખાઇ જાય છે. અર્થાત, हरिरेव जगत् जगदेव हरिः એટલે શ્રીહરિજ આ જકતરૂપે પ્રકાશી રહ્યા જુવે છે. એ રીતે જગત એજ શ્રીહરિ છે એમ જોનારો તે પોતે શ્રીહરિથી અભિન્ન હુવો હરિમય દ્રષ્ટિ થઇ જવાથી હરિ હરિ હરિજ સર્વત્ર જુવે છે.

શ્રીહરિ ગુરૂ પરમાત્મા આપણ સર્વ ઉપર એવી §કૃપા કરો અને સર્વોત્તમ પરમ અચલ પૂર્ણ શાંતિમાં આપણુ સર્વને નિમગ્ન કરી મુકો, એવી ઇચ્છા, જે શ્રદ્ધાવાન સુજ્ઞ બંધુવર્ગને સ્ફુરતી પ્રતીત થાય તે સર્વ એક સ્વરે ( ભલે, વારંવાર તો અતઃપર હરિ સ્મરણ કરશીજ, પરંતુ )

---

§ કેમકે, ईश्वरानुग्रहा देव पुंसामद्वैत वासना, ઇશ્વરના અનુગ્રહથીજ પુરૂષની અદ્વૈત વાસના થાય છે.

હાલ એકવાર તો પ્રેમ પૂર્ણ અંતર પ્રવાહથી કહો કે,—

હરિઃ ઓમ્ હરિઃ ઓમ્ હરિ હરિ હરિ ઓમ્. અથવા,—હરેરામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરેકૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

એ પ્રમાણે બોલતાં બોલતાં તન્મય થઇ જાવ, અને તમને અપૂર્વ શાંતિનું ભાન થાય ત્યારે જાણો કે, એકવાર થયું.

ભાઇઓ! લાડવો આખો મુખમાં મુકાતો નથી. કટકો કરી કરીને મુખમાં મુકયો એટલેજ તે ચવાઇ જતો નથી, કે ગળે ઉતરી પડતો નથી; તેમ તત્કાળ તેનું રૂધિર વીર્ય થઇ બળપ્રદ થઇ પડતો નથી. તેની વ્યવસ્થા આપ સર્વને અનુભવ સિદ્ધ છે; તો એજ ન્યાયે વિચાર કરી, હે પ્રાણાત્મ બંધુઓ! ઉકત પ્રકારે જેને હરિમય થવાની ઇચ્છા સ્ફુરતી હોય તેઓ કૃપા કરીને ફરીથી એકવાર હરિ ઓમ્ ઇત્યાદિ ઉપર પ્રમાણે વચનામૃતનો શાંતિજનક પ્રવાહ આપની વૃતિસહ વાણીદ્વારા વેહેવડાવી તેમાં વહન કરતે હરિમય થઇ રહો. તથાऽस्तु

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

મુકતા ( મોતી ), માણિકય, હિરા, રત્ન, લાલ, લીલમ આદિની અમૂલ્ય સુશોભિત માળા કંઠમાં ધારણ કરવાથી પેહેરનાર મહાશયનું શ્રીમતાંવરત્વ પ્રકાશે છે, અને તે દિવ્ય વિભૂતિથી પ્રેક્ષકોને અને પોતાને આનંદનું પુનઃ પુનઃ ભાન થતું રહે છે. જેવી રીતે બહારથી સ્થૂળ શરીર ઉપર, દિવ્ય મૌક્તિકાદિની સુંદર અમૂલ્ય માળા, કંઠમાં ધારણ કરનારની શોભા છે તેજ રીતે આ દિવ્યતર રત્નમાળાને સૂક્ષ્મ શરીરાંતર્ગત અંતઃકરણ, જો પોતાના કંઠમાં, અનુક્રમે ઉતર ચઢની ગોઠવાયલી પંકિતથી બરાબર એક પછી એક, એ પ્રમાણે પગ સુધી ધારણ કરે તો તે શરીરાભિમાની મહાત્માનું દિવ્ય બ્રહ્મતેજરૂપ સર્વોત્તમ શ્રીમતાંવરત્વ પ્રકાશે છે; અને તે સર્વોત્કૃષ્ટ જ્ઞાનરૂપ દિવ્ય વિભૂતિથી, પોતે તથા આશ્રિત અધિકારીવર્ગ, પોત પોતાનાં અહંમમત્વને સ્વપ્ન સદ્રશ જોઈ

જાણી લઇ તેનાં મિથ્યાત્વના નિશ્ચયપુર્વક પરમ આનંદરૂપ થઇ રહે છે.

શુદ્ધ સાત્વિકી શ્રદ્ધા અને પ્રેમ સંપન્ન સુજ્ઞ ભકત મહાત્માની સર્વોત્તમ સુપ્રસન્નતારૂપ પ્રસાદને માટે ( અર્થાત્ ભકત અને ભગવાન અથવા સંત મહાત્મા અને પરમાત્માનો સર્વ સચ્છાસ્ત્રોમાં અભેદજ સિદ્ધ છે, તેથી તે ભકત મહાત્મારૂપ તદભિન્ન સર્વાંતર્યામિ શ્રી સદ્‌ગુરૂ પરમાત્માની પ્રસન્નતારૂપ પ્રસાદને માટે ) પ્રકટ થયલો આ ગ્રંથ, મનોહર અભયપ્રદ ગુપ્ત નાદને શ્રવણ ‖ કરાવતો, આનંદઘન સત્ જ્ઞાનમય સ્વસ્વરૂપનો સ્પર્શ ¶ કરાવતો,દ્રશ્યાદ્રશ્ય કલ્પના માત્રથી રહિત છતે સાકાર નિરાકારની કલ્પના પણ જે પરમતત્વ વસ્તુરૂપ અધિષ્ઠાનમાંજ કરાય છે તે સત્‌ચિન્માત્ર પરમાત્માના શાક્ષાત્કાર ( ભાન ) રૂપ દર્શનને § કરાવતો અનેક પ્રકારના રસો, જે એક અલૌકિક અમૃતરૂપ પરમરસથી, પ્રાદુર્ભૂત ( થયલા ) કલ્પવામાં આવે છે. તે, જ્ઞાન વિજ્ઞાનરૂપ અતીવ સ્વાદિષ્ટ રસથી પ્રસન્નતા $ પ્રકટાવતો, અને સર્વ પ્રકારની સુગંધીઓ, જે સર્વોત્કૃષ્ટ * સુગંધીરૂપ ‡ મહાલક્ષ્મીથી પ્રકટેલી છે તે બ્રહ્મવિદ્યારૂપ મોક્ષલક્ષ્મીથી પ્રસરતી, પરમ સુખપ્રદ અને મિથ્યા ભ્રાંતિજન્ય અહંમમત્વનું સમૂળ ( અવિદ્યા સહિત ) ભાન ભુલાવી સ્વરાજ્યપદમાં ગુલતાન કરી મુકનારી અવર્ણનીય–અવિચારણીય–અતકર્ય સુગંધ ( ખુશબો ) થી, દ્રશ્ય–માયા--માત્રનું ભાન ભુલાવી તત્સત્ સુખરૂપ પરમાત્મપદમાં નમાવી દેતો, ( આ ગ્રંથ ), સર્વત્ર શાશ્વતિ શાન્તિને પ્રસરાવો.

सद्‌गुरु परमात्मकृपा प्रसादात् तथास्तु ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

**વાસુદેવ માણિકયલાલ ભકતરાજ ( મ્હેલારજી ).**

---

‖ શબ્દ વિષયનું સર્વોત્તમ સુખ આપતો, ¶ સ્પર્શ વિષયનું સર્વોત્તમ સુખ આપતો. § રૂપ વિષયનું સર્વોત્તમ સુખ આપતો, $ રસ વિષયનું સર્વોત્તમ સુખ આપતો. * ગંધ વિષયનું સર્વોત્તમ સુખ આપતો. ‡ ચિતિ જ્ઞાન શકિત–શ્રેષ્ઠ કમલોદ્‌ભવા–કમલા–સર્વ પ્રકારની શ્રીરૂપ લક્ષ્મીના કારણરૂપ મહાલક્ષ્મી.

# ॥ अथ मंगलं ॥

॥ ॐ श्री सद्गुरवे परमात्मने नमः ॥

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ।
पूर्णस्य पूर्ण मादाय पूर्णमेवाव शिष्यते ॥ ॐ शांतिः शांतिः शांतिः

ईश्वरो गुरुरात्मेति मूर्ति भेद विभागिने ।
व्योमवत् व्याप्त देहाय दक्षिणा मूर्तयेनमः ॥ २ ॥

ॐकारश्चाथ शद्धश्च द्वावेतौ ब्रह्मणःपुरा ॥
कंठंभित्वा विनिर्यातौ तस्मान्मांगलिका वुभौ ॥ ३ ॥

अति कल्याण रूपत्वा न्नित्यकल्याण संश्रयात् ।
स्मर्तृणां वरदत्वाच्च ब्रह्मतन्मंगलं विदुः ॥ ४ ॥

सर्वोत्तम प्रसादार्थे ब्रह्मविद्या श्री महासरस्वति आदि सर्वशक्ति सहिताय अनंतशक्ति संपन्नाय सत्चिदानंदाय मायासबलब्रह्मणे महा विष्णवे महेश्वराय सर्वांतर्यामिने सद्गुरवे परमात्मने नमोनमः ॥ हरिः ॐ नमो भगवतेतुभ्यं वासुदेवाय विष्णवे ॥ नमामि क्लेशनाशाय शंकराय नमोनमः ॥

## દોહરો.

**મંગલમય પ્રભુ શ્રીપતે, નરહરિ મંગલનાથ;**
**મંગલમય મુજને કરો, વંદૂ જોડી હાથ.**

તે સવિતા સૂર્યનારાયણ સ્વરૂપાભિન્ન અવધૂત મૂર્તિ સદ્ગુરૂ શ્રી દત્તાત્રિ ભગવાન સહિત, ગુરૂરૂપે-સંતમહાત્મારૂપે, જ્ઞાની, યોગી, ઋષિ, મુનિ આદિ રૂપે, અને પ્રેમી, જ્ઞાની, વિવેકી, શ્રદ્ધાવાન ભક્તરૂપે, પ્રતીત થતા-થયલા-અને થનાર સર્વને, આ લેખક, સ્વાત્મસ્વરૂપાભિન્ન સદ્-

ગુરૂ પરમાત્માનાંજ સ્વરૂપ સમજી, આ પ્રસંગે ( સર્વ દોષ પરિહારાર્થે અને શુદ્ધ સર્વોત્તમ કૃપા પ્રસાદ પ્રાપ્ત્યર્થે ) સપ્રેમ સવિનય પુનઃપુનઃ પ્રણુતિ પરંપરા અરપે છે. અર્થાત્, તે સર્વરૂપ સર્વાત્માનાં ચરણુ ( પદ) ને વિષે અષ્ટાંગયુકત શિરનાં નમનરૂપ ચિન્હથી, મિથ્યામમત્વાદિરૂપ અક્ષત ગંધ પુષ્પાદિએ કરીને અલંકૃત એવાં **અહં** રૂપ શ્રીફળને અરપી, કૃત કૃત્ય થાય છે. તેથી તે અનંતશકિત સંપન્ન સર્વાંતર્યામિ સદ્ગુરૂ પરમાત્મા પોતાનું પરમ કૃપાલુપણું સિદ્ધ કરવા–શોભાવવા–અને સ્પષ્ટ (જાહેર) દર્શાવવા, લેખકને સ્થાને સ્વયં પોતેજ સ્વશકિત સહિત સ્થપાઇ–વિરાજમાન થઇ, આ ગ્રંથનો આરંભ કરવા, પોતાની માયાશકિતરૂપ વૃત્તિમાં સત્તા સ્ફુર્તિ અરપી પ્રવૃત્તિ કરાવે છે. હંસો તો મોતીનોજ ચારો ચરે છે, તેમ, વિદ્વાનો તો સદ્ગુણોમાંજ ચક્ષુરૂપ દ્રષ્ટિ નાખનારા હોય છે. તેઓની દ્રષ્ટિમાં તો દોષ જણાવાનો અસંભવ છે પરંતુ જેઓને દોષ દેખાય તેઓએ, ઉપર દર્શાવ્યા પ્રમાણે નિર્વિવાદ જાણવુંજ કે, એ દોષ ( જો હોયતો તે ) હવે લેખકનો કહી શકાય તેમ નથી; પણુ લેખકને સ્થાને વિરાજનાર તે સર્વશકિત સંપન્ન શ્રીહરિ ગુરૂ પરમાત્માનો કહેવો પડશે; અને તે નિર્વિકાર શુદ્ધ જ્ઞાનસ્વરૂપ પરમાત્મામાં દોષ માત્રનો અત્યંતાભાવ સર્વ વેદ શાસ્ત્રો અને સંતે સ્વિકાર્યો છે, તેથી તે ઉલટાઇને પાછો તે ( દોષ જોનાર ) ના ઉપરજ આવી પડશે, માટે તેવા દોષ જોવાના સ્વભાવવાળાં જનમંડલસ્થ ભાઈ બ્હેનો વિગેરે જે હોય તેઓ એ કૃપા કરી પેલા નિર્વિકાર દ્રષ્ટિવાળા વિદ્વાન સુજ્ઞની પંકિતમાં ભળી જવા પ્રયત્ન સેવવો યોગ્ય છે, અને તેથીજ તે સર્વનું હિત ઇચ્છી, તે પરમેષ્ટની પ્રાર્થના કરવાં છેવટે એજ કહેવા યોગ્ય જણાય છે કેઃ -- સર્વના અંતરમાંથી રજસ્ તમસ્ દુર થઇ, શુદ્ધ સત્વમય જ્ઞાન પ્રકાશ થતાં પરમાત્માનાં સત્ સ્વરૂપનું યથાર્થ ભાન થાવ; એવી મંગલકારી શુભ ઇચ્છા પૂર્વક ગ્રંથનો પ્રારંભ કરાય છે. તથાસ્તુ.

હરિઃ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## हरिः ॐ श्री सद्‌गुरुत्वे परमात्मने नमः ॥ श्रीरस्तु ॥

### છપ્પય.

મણિગણ માલા કરે–, ¶ ગ્રહી મુખથી ઉચ્ચારો;
હરિગુરૂ આત્મ અભિન્ન, તે જ હૂં, હું તે ધારો;
જગત એવ જગદીશ, ઈશ આ જગ જે ભાળો;
અધિષ્ઠાન સર્વેશ, સર્વ પણ તે જ નિહાળો;
અધિષ્ઠાન જળથી નથી, ન્યારાં લહેર તરંગ્ ગણો;
તે સૌ, એ જળ જાણજો, ( તેમ ) વિશ્વ સકલ હરિમય ભણો. ૧

હરિ ગુરૂમય આ સર્વ, ગર્વ હૂં પણનો ગાળી;
વિચાર કરતા રહી, વહોને ભ્રાંતી ખાળી;
ભવ પ્રવાસની મોજ, ખોજ અંતરથી કરતાં;
શાન્તી ગૃહ લાધશે, પ્રેમથી વેગે સરતાં;
વિચારની અવધી વિશે, સત્ ચિત્ સુખ પદમાં વહો:
મન વાણી સમતાં સુખે, માણિક્ય રામરૂપે રહો. ૨

### દોહરો.

નિર્વિકાર સત્ ચિત્ ગુરૂ, આનંદઘન શ્રી રામ;
નામરૂપ વિસારિને, વસો સુખે તે ધામ. ૧

### રાગ પ્રભાત.

એજ તે રામ છે, શિવગુરૂ ધામ છે, સત્ ચિદાનંદઘન રૂપ ત્હારૂં;
વેગથી જા ધસી, બુદ્ધિ વૃત્તિ પ્રિયે! જાણિ સત્સુખ સુધા સિંધુ બારૂં.
એજ૦ ૧

$ અનુભવે જે તને, નિત્ય ત્હારી કને, કોણ તૂં જેહનૂં તેજ રૂપે;

¶ હાથમાં લઇને. $ ત્હારા અનુભવમાં જે આવે છે તે--અનુભવને વિશે જે તને આવે છે તે, અથવા જે તને જાણે છે ( અનુભવે છે ) તે ત્હારો સાક્ષી પ્રકાશક પતિ–સત્તા સ્ફુર્તિ પ્રદાતા સ્વામી.

બહિરની તાણમાં, મોજ તૂં †માણમા, ઉલટ ફરિ જા પ્રવેશી અનૂપે § એજ૦ ૨

+તૂં તળે તેજ છે, તેહથી તૂં દિસે, ભાસ ત્હારો વૃથા રાસ રાતે;||
રાત જેને નથી, વાત તેણે કથી, જીભ વિણુ મોજથી તો પ્રભાતે. એજ૦ ૩

સાર સૌ શાસ્ત્રનો, પાર ભવસિંધુનો, ¶તાર તૂં તાહેરી નાર જાતી;
વૃત્તિ મન નામને, રૂપની કલ્પના, છોડિ તૂં જા હરીમાં સમાતી. એજ૦ ૪

તૂં *સમે, શ્રીહરી, કોણ કહેશે ફરી, તૂં સુધી સર્વ વાણી વિલાસો;
સત્ ચિદાનંદઘન, રામનું ધામ છે, લાલ માણિક્યનો ત્યાંજ વાસો.
એજ તે રામ છે, શિવગુરૂ ધામ છે, સત્ ચિદાનંદઘન રૂપ ત્હારૂં;
વેગથી જા ધસી, બુદ્ધિ વૃત્તિ પ્રિયે ! જાણિ સત્સુખ સુધા સિંધુ બારૂં. એજ૦ ૫



† બહારના વિષયો વગેરેની તાણમાં તું મોજ (આનંદ) નહીં માનતી. § પરમતત્વ જ્ઞાન સ્વરૂપ પરમાત્મા પરમ પુરૂષ પરમેશ્વરજ એકલો હોવાથી તેને બીજી ઉપમા આપવા યોગ્ય અન્યનો અત્યંતાભાવ હોવાથી અનુપમ અથવા અનૂપ છે તેને વિષે. + સીપમાં ચાંદીની ભ્રાંતિ થાય છે તે ચાંદી તળે સીપજ છે, જે ચાંદીની પ્રતીતિનું અધિષ્ઠાન છે. તેમ, હે વૃત્તિ ! ત્હારૂં અધિષ્ઠાન તેજ (ચીદાત્મા) છે. || અજ્ઞાનરૂપ અંધકરમાંજ મન-વૃત્તિ વગેરે સહિત મિથ્યા ચિદાભાસનાં અહંમમત્વરૂપ રાસક્રિડા બની રહી છે. ¶ તાર=ઉદ્ધાર કર. * તું સમાઇ ગયા પછી "શ્રીહરિ" એમ કોણ કહેશે.

ॐ श्री

हरिः ॐ श्री सद्गुरवे परमात्मने नमोनमः ॥

# માણિકયરત્ન મણિગણ માલા.

## પ્રથમ માલિકા.

૧ *સત્સંગનો કદીપણુ ત્યાગ કરવા યોગ્ય નથી.

૨ સત્સંગથીજ સર્વ ઇષ્ટ, શ્રી, ઐશ્વર્ય, સામર્થ્ય, બલ, વીર્ય, યશ, વિજય, શાંતિ આદિ સુખપ્રદ સંપત્તિ પ્રાપ્ત થાય છે.

૩ ભકતને પ્રયાણુ કરવાનો માર્ગ ઉત્તર તરફ છે અને જકતને જવાનો માર્ગ દક્ષિણે છે.

---

* સત્ વસ્તુતો એક અંતરયામિ હરિગુરૂ પરમાત્માજ છે. તેનાં વાસ્તવ સ્વરૂપને જ્યાં સુધી નથી જાણ્યું ત્યાં સુધી તો ખાસ કરીને મહાત્મા સંત સદ્ગુરૂ વગેરે જેઓ સદ્વસ્તુ જ્ઞાત છે અથવા જ્ઞાત જ્ઞેય છે તેવા નિત્ય તૃપ્ત તત્વજ્ઞ પુરૂષવરોનો સંગ સેવ્ય છે. અને તમો પોતે તેવા તત્વજ્ઞ થયા પછી પણુ તમારી વૃત્તિ તદાકાર રહેવાના સર્વોત્તમ અભ્યાસવાળી તમને પ્રતીત ન થાય ત્યાં સુધીમાં પણુ પ્રસંગોપાત, અથવા અનુકુલતાએ, અથવા બને તો અહર્નિશ સેવ્ય છે. ( તેનાં કારણુ, આગલના મણિગણોપર લક્ષ જશે ત્યારે, સહજ સમજાશે. ) તાત્પર્ય કે, સત્સંગ એટલે હરિમયત્વ અથવા આત્માનુસંધાન. વૃત્તિને, સત્ જે શ્રી હરિ, તેમાં જોડી રાખવી– બઝાડી મુકવી. અને અન્ય પ્રકારે, તેવા જ્ઞાતાની સમીપમાં સ્થિતિ કરી તેમનાથી તેવા થવા પ્રયત્ન પૂર્વક પ્રવૃત્તિ કરવી.

૪ એક મ્યાનમાં બે તરવાર રહી શકે નહીં.

૫ સત્ અને અસત્ એ સાથે રહી શકે નહીં.

૬ બ્રહ્મલોકથી સ્થાવરાંત પર્યંત સર્વ માયિક વિષયો આદિ પ્રપંચ અસત્ છે.

૭ સત્ તો એક હરિગુરૂ પરમાત્માજ છે.

૮ સતની જરૂર હોય તો અસત્નો મોહ, મન પાસેથી છોડાવી, સત્ ( હરિ–અંતરાત્મા ) તરફ વાળો.

૯ અસત્ ( વૈભવાદિ વિષયો ) ની જરૂર હોય તો, હરિથી વિમુખ થઇ વધારેને વધારે છેટું પડતે દક્ષિણે ચાલ્યા જવાનો માર્ગ મોકળો છે.

૧૦ મિથ્યામાં સત્યત્વની ભ્રાંતિથી તેમાં સુખની ઇચ્છા રાખીને જકત + પ્રવાહ દક્ષિણે વહન કરે છે.

૧૧ શ્રીહરિમાંજ સર્વ સુખ રહેલું છે એવા નિશ્ચયથી ભકત પ્રવાહ ઉત્તરગામી છે.

૧૨ ઉત્તરે જવાની અપેક્ષા રાખનારે દક્ષિણતરફ પીઠ ફેરવી ચાલવાનું છે.

૧૩ દક્ષિણે જનાર ઉમેદવાર જેમ જેમ આગળ ચાલે છે તેમ તેમ, ઉત્તરને વધારે ને વધારે છેટું પડે છે.

૧૪ શુદ્ધ ભાવનાનું વૃદ્ધિ પમાડેલું બળ શું કરવા અસમર્થ છે ! ( અર્થાત્ તે સર્વ કંઇ કરી શકે છે. )

૧૫ શર્કરાનો ગાંગડો ત્યાગીને તેવો શ્વેત પ્રકાશ આપતો પથરાનો કટકો ચાવનાર શું ડાહ્યો કહેવાશે. ( નહિંજ )

૧૬ ઇશ્વરની ઇચ્છાને આધીન થઇ રહો.

---

+ જકતમાં સંસારને અને વિષયોને મોહથી સુખેચ્છા પૂર્વક સાચા માનનાર જન સમુદાય.

૧૭ તમારી ઇચ્છાને, શ્રીહરિની ઇચ્છામાં ભેળી દો.

૧૮ આબાલ વૃદ્ધ પર્યંત કહેતા સાંભળીએ છીએ અને આપણે પણ કહિએ છિએ કે, " પ્રભુ કરે તે ખરૂં " તો પછી પ્રસંગે, " આ ખોટું થયું " એવાં ઉદ્‌ગાર કાઢવા, એ શું તેની ખોડ ( ભૂલ ) કાઢી આપણી તેનાથી વધારે અક્કલ છે એમ દેખાડવા જેવું નહિં કે ? !

૧૯ અનેક યજ્ઞો, અનેક દાનો, અનેક શાસ્ત્રોનું પઠન, એ સર્વ નિમેષ માત્રના સત્સંગની બરોબરી કરવા અસમર્થ છે.

૨૦ પ્રારબ્ધ સંસ્કાર વશાત્ પ્રાપ્ત દુઃખનું સહન કરો. કેમકે અનેક ગાયોનાં ટોળાંમાં વાછરડાં પોતપોતાની માતાનેજ શોધી કાઢી વળગી પડે છે તેમ જેનાં જેનાં જે જે કર્મ હશે, તે તેનેજ ફળ આપવાનાં.

૨ શાંતિરૂપ વૃક્ષની બે શાખા છે ( ૧ ) દુઃખનું સહન. અને (૨) દુઃખ આપનાર પ્રતિ ક્ષમા.

૨૨ વ્યાધિની ઇચ્છા કોઇ કરતું નથી તે છતાં પણ જ્વરાદિ વ્યાધિઓ વગર તેડે—વગર નિમંત્રણે આવી જાય છે, તેજ પ્રમાણે સુખ સંપત્તિ પણ વગર ન્હોતરે આવે છે.

૨૩ પ્રિયપ્રાણી પદાર્થના વિયોગથી દુઃખ ધરતાં નહીં. અથવા એ વાત નહીં માનો તો, વિયોગ થવા દેતા નહીં. એહુ કરવા અસમર્થ હો છતાં એક પણ વાત નહીંજ માનો તો, હારીને પ્રથમ વાત છેવટ પણ માનવી તો પડશેજ.

૨૪ સુજ્ઞો ! સર્વ જાણોજ છો કે, વિષયો માત્રને તમારે છોડીને ચાલ્યા જવું પડશે, કયાં તો તમને છોડી દઇને વિષયો ચાલ્યા જશે. તે છતાં તેને આસકિતથી વળગી રહી વૃથા કલેશને શા માટે ઘરમાં ઘુસાડો છો ? !

૨૫ સમજી જાણીને શોક વશ થાય તે સુજ્ઞ--ડાહ્યા નથી.

૨૬ આત્મવેત્તા જનો શોકને તરી જાય છે.

૨૭ ઇશ્વરની ઇચ્છા પ્રમાણેજ થાય છે ( એમ માનતા હો તો ) પછી આપણે હર્ષ શોક કરવાની જરૂર શી ? !

૨૮ શોક કરવાથી દુઃખ જતું રહેતુંજ હોય તો ઘણાક જણે શોકની પરાકાષ્ટાએ પહોંચી પોતાના પ્રાણ પણ ગુમાવ્યા છતાં દુઃખ ગયલું સાંભળ્યું નથી.

૨૯ શોક કરવાથી શરીરબળ અને મનોબળ શિથિલ થાય છે.

૩૦ સર્વ પ્રાણી સુખનેજ ઇચ્છે છે.

૩૧ અમુક પ્રાણી પદાર્થ ( સ્ત્રી પુત્રાદિ ગૃહ પશુ પદાર્થ ) ઉપર મમત્વ પૂર્વક આસક્તિ અથવા પ્રીતિ છે તેજ શોકની જનની છે. અને મોહ છે તે શોકનો પિતા છે.

૩૨ રેલવે ટ્રેનમાં જે ડબ્બામાં બેઠા તેમાં અનેક જનોનો સંબંધ થાય છે; પ્રીતિ પણ પરસ્પર પ્રતીત કરાવાય છે; છતાં તે લોકો પોત-પોતાનું સ્ટેશન આવે છે કે, ઝટ તૈયાર થઇ રહી ઉતરીને ચાલ્યા જાય છે; અથવા આપણે નજીક જવાનું હોય તો આપણે ઉતરીને ચાલ્યા જઇએ છીએ ત્યારે કોઇપણ ઉભય પક્ષનાં જનોમાં તેવો શોક નથી જણાતો. એજ પ્રમાણે કોઇ અધિક કાળ સહવાસ કરનારાં સગાં સ્નેહીના વિયોગથી શોક થવો ન જોઇએ. કારણ કે, તમે પોતેજ જાણો છો તેમ કહો છો કે, " જેને જવાનું હોય તે કંઇ આપણે માટે બેસી રહેવાનું નથી. "

૩૩ શરીરમાત્ર ક્ષર છે એટલે નાશવંત છે એમ જાણે છે. પોતે એમ પણ જાણે છે અને કહે છે કે, મારૂં શરીર પણ ક્ષણિક છે. છતાં હરકોઇ એક પક્ષના વિખરાઇ જવાથી ( છુટા પડવાથી ) બીજાને શોક થતો જણાય તો તેને વિદ્વાનો શું ગાંડામાં નહિ ગણશે?

૩૪ અખંડ અવિનાશી તો એક પરમાત્માજ છે તે રૂપે થશો તો જવા આવવાનું, વગર તકરારે, મટયું જ છે.

૩૫ દેખાય છે તે સઘળું નષ્ટજ છે, એવું સર્વને જણાય છે; છતાં તેને કાયમ રાખવાની ઇચ્છા રાખનાર આકાશમાં મેહેલ બાંધે છે. ( હવામાં હવેલી બાંધી તેમાં નિવાસ કરવાની ઇચ્છા રાખે છે. )

૩૬ હંસ જેમ દુધ પાણી ભળેલાં છતાં દુધ માત્રનેજ પી જાય છે અને પાણીને અલગ પાડી નાંખે છે, તેમ વિદ્વાનો, આત્મતત્વ-શ્રીહરિગુરૂ અને અવિદ્યા સહિત તેનાં કાર્યરૂપ જગતનો વિવેક કરીને, આત્મતત્વેજ એટલે શ્રીહરિ સ્વરૂપેજ વળગી રહે છે.

૩૭ પોતાનો પદાર્થ અથવા પોતાની સ્ત્રી પુત્રને કોઇ જાણી જોઇને લઇ જવા દેતું નથી. ત્યારે તમારૂં અતિ પ્રિય એવું શરીર જેને તમે તમારૂં સ્વતંત્ર માલકીનું માનો છો તેને કેમ મૃત્યુને સ્વાધીન થવા દો છો ? સ્ત્રી પુત્રાદિ તમારા માનવા પ્રમાણે તમારાંજ છે તો શા માટે તેઓને વ્યાધિગ્રસ્ત થવા દો છો ? અને મૃત્યુને વશ શા માટે થવા દો છો ?

૩૮ યોગાનુયોગે કર્મ સંસ્કાર વશાત્ આવીને પ્રાપ્ત થતાં સ્ત્રી, પુત્ર પશુ વગેરેની માફક પદાર્થો પણ તમારી માલકીના માનો છો તો તે દ્રવ્ય ગૃહ અલંકાર વગેરેને અગ્નિ ચોર વગેરેના હાથમાં કેમ જવા દો છો અથવા તેનો વ્યય શું કામ થવા દો છો ?

૩૯ હે વિવેકી સજ્જનો ! પ્રાણી માત્રનાં શરીર તેમજ પદાર્થ માત્ર તમારાં નથી. એના માલિક તો પંચ મહાભૂતો છે. જે ફળપ્રદાતાએ તમારાં કર્મનાં ફળરૂપે ભોગને માટે જેટલા કાળ સુધી તમને આપ્યાં છે તેજ ફળપ્રદાતા ની સત્તા નિર્મિત સમય પ્રાપ્ત થયે જેનાં તેને સોંપી દેશે, એવું સમજ્યા છતાં હાયપીટ કરશો તો

શું તમને વિવેકી સુજ્ઞ કહેવાનું કાયમ રખાશે ? અને તમે ઉચ્ચ ભૂમિ પરથી અધઃપતન કીધું નહિં ગણાશે ?

૪૦ તમારે કંઇપણ જોઇતું હોય તો બહાર શોધો તેના કરતાં અંતરમાં સ્થિર રહી શોધો.

૪૧ અંતરાત્મ તત્ત્વ છે તે સર્વ સુખની અખુટ ખાણુ છે.

૪૨ અંતર્યામિ શ્રી હરિને યથાયોગ્ય શર્ણુ થનાર, કયા ઇષ્ટ અર્થ સિદ્ધ કર્યા વિના પાછો આવ્યો ?

૪૩ અખુટ છપ્પન ભોગ અન્નકૂટથી અતિ મહત્વવાળી સર્વોત્તમ સામગ્રીના પર્વત સમાન ઢગલાઓનું આધિપત્ય લઇને જે બેઠો તે, તુચ્છ ઢોકળાં ઢેબરાં બતાવી લલચાવનાર બહારના કારણોથી મોહ પામે ખરો કે ? ( નહિંજ ).

૪૪ જેણે અનંત અપાર ઐશ્વર્ય, સામર્થ્ય, શાંતિ, સુખના અપાર મહોદધિમાં પ્રવેશ કીધો તે કદિપણ વિષયસુખોરૂપ કોડીને માટે બહાર આવી રડતો નથી.

૪૫ શ્વાસોચ્છ્વાસરૂપ અમૂલ્ય રત્નો, જન્મ્યા ત્યારથી હાલ સુધીમાં વિષય લાલસાથી ચલીયાં ઉરાડવામાં, કેટલાં ગુમાવ્યાં તેનો કંઇ હિસાબ રાખ્યો છે ?

૪૬ +રહ્યા હોય તેટલા શ્વાસોચ્છ્વાસથી પણ હજી કાર્ય સાધી નહીં લેશો તો સમુળગા હાથ ઘસશો.

૪૭ પાછળથી પસ્તાય તે ડાહ્યો નથી.

૪૮ સ્વધર્મ પરાયણ થાવ.

૪૯ વૃત્તિમાંથી વિકાર વિષ કાઢી નાખી, વિવેક સુધા ભરો.

૫૦ આત્મશ્લાઘા એટલે પોતાનાં વખાણ સ્વમુખે કરવાની ટેવ રાખવી

---

+ બાકી રહેલા વખતમાં.

તેમજ અન્યથી શ્રવણ કરવાની ઇચ્છા રાખવી, એ વિષપાન કરતા જઇ જીવન તત્વ અથવા સત્વબળ ખોઇ નાખવા જેવું છે.

૫૧ ભકત મહાત્માનો માર્ગ ઉત્તર તરફનો હોવાથી, જગત જે દક્ષિણે પ્રયાણ કરવામાં પ્રવૃત છે તેને પીઠ કરીને ચાલવાનો છે તેજ બતાવે છે કે ભકત સંતો જગતથી નિડર રહે છે.

૫૨ ‡ પય મિશ્રિત પાણી પયજ ગણાય છે. તેમ, સજ્જનની સંગતિ સજ્જનમાંજ ગણત્રી કરાવે છે.

૫૩ જે કાંઇ કરો, હોમો, દાન કરો, તપ કરો, તીર્થ કરો, સત્પુરૂષ વગેરે મહા જનની સેવા કરો, દીન તથા શરણાગતને આશ્રય આપો, તે સર્વ શ્રીહરિને અર્પણ કરો.

૫૪ કોઇના દોષ અને છિદ્ર જોતા નહિ અને જણાય તો મુખથી, વાણીદ્વારા પ્રસિદ્ધ કરતા નહીં.

૫૫ હરકોઇના સદ્‌ગુણ તરફજ લક્ષ આપજો.

૫૬ દોષ અથવા છિદ્ર તમો તમારા પોતાનાજ જોજો.

૫૭ તમારા દોષ તમને જણાય તેને તેજ વખત વિદાયગિરિ આપજો; રાખી મુકવાનું સાહસ કરશોજ નહિં.

૫૮ કોઇની એબ બોલતા નહીં અને કોઇ અન્ય મનુષ્ય તેની એબ બોલતો ( પ્રસિદ્ધ કરતો ) હોય તો તમે તમારી ચતુરાઇ અને વિવેક બુદ્ધિથી ઢાંકજો.

૫૯ ધન, ધામ, સ્ત્રી, પુત્ર વગેરે જે મળવાનું તે મળશેજ, નહીં પ્રાપ્ત થવાનું તે નહીં મળે, એ નક્કી સમજી વૃથા સંતાપ સેવતા નહીં અને કોઇને કલેશ આપતા નહીં.

૬૦ શ્રીફળમાં પાણી કયાંથી આવે છે ? કોણે કેવી રીતે કાચલાં ભેદી તેમાં રેડી પાછાં સાંધી લીધાં ? નાળીએરી નીચે થડમાં પાણી

‡ દુધ.

પડે તે છેક ઉંચે, મજબુત કોટથી વજ્રવત થએલું છતાં તેવાં નાળીયેરમાં પાણી આવવાનું તે આવે છે... પ્રભુની સત્તાની નિયતિ, નિયમ, ઐશ્વર્ય, અદ્ભૂત છે. તેજ રીતે આવવાનું તે પૃથ્વીને છેલ્લે છેડે, પાતાળના અંતિમ પ્રદેશે, કે બ્રહ્માંડનાં પણ અત્યુર્ધ્વ પ્રદેશે હશે તોપણ આવી પ્રાપ્ત થશે.

૬૧ કોઠાને હાથી આખાંજ ગળી જાય છે અને પાછાં કાઢે છે ત્યારે પણ આખાંજ કાઢે છે; પણ પાછાં કાઢયા પછી જોશો તો કાચલાં ભાંગ્યાં સાંધ્યાં કે છિદ્રવાળાં નથી. જેવાનાં તેવાંજ છે, છતાં ગર માત્ર સઘળો તે કોઠાંમાંથી ગુપ્ત થઇ ગયલો હોય છે. કહો, બંધુઓ ! ગર કયાં ગયો? કેવી રીતે ગયો ? ( કોઠાને સાંધો કે છિદ્ર તો છે નહીં ). એજ રીતે જવાનું તે જાય છે. તેથી ( સાત્વિક વૃત્તિયે પ્રસંગ પરત્વે સહજ યોગ્ય પ્રયત્ન કર્તવ્ય જણાય તો તે શિવાય ) વિના પ્રયોજન અંતઃકર્ણમાં સંતપ્ત રહેશો નહી, તેમ કોઇની વૃત્તિને સંતપ્ત કરશો નહીં.

૬૨ સદ્ગુરૂ અને શ્રીહરિ પરમાત્મામાં ભેદ બુદ્ધિ કરશો નહીં.

૬૩ શ્રીહરિ પોતેજ, કૃપાનું પાત્ર હોય તેને માટે, સદ્ગુરૂરૂપે પ્રતીત કરાવે છે.

૬૪ શ્રીહરિ, ગુરૂજન, સંત, સાધુ, સત્પાત્ર, વિદ્વાન, શુદ્ધ બ્રાહ્મણ, અતીત, અભ્યાગત, અતિથિ, દીન, શરણાગત, સુર, એવા માટે ખરચેલું દ્રવ્ય હોય તે ખરચેલું કે ગુમાવેલું સમજશો નહીં, પણ સુંદર ફળપ્રદ ક્ષેત્રમાં વાવેલુંજ જાણજો.

૬૫ સન્માર્ગે વાવરેલું ધન વખત આવે ફળ આપવા પ્રવૃત્ત થશે તે, જેમ એક કણ અનેક કણના જથારૂપે પ્રકાશી, વાવનારને ન્યાલ કરે છે, તેમ, અનેક ગણો લાભ આપશે. વ્યાજે મુકેલું તો માત્ર વ્યાજનોજ વધારો આપે છે.

૬૬ નાસ્તિક કદી સુખી થતો નથી. આસ્તિક દુખી થતો નથી.

૬૭ જે દુઃખ અથવા સંકટમાં શ્રીહરિનું સ્મર્ણ થયા કરતું રહે તે દુઃખ નથી પણ સુખ સમજવું.

૬૮ આમ્ર વગેરે વૃક્ષો પણ છાયાં અને મિષ્ટ ફળ અર્પીને પ્રાણીઓને સુખ આપવારૂપ પરોપકાર કરે છે. તમે કેવી રીતે કોને શું કરી શકયા અને કરોછો તેનો હિસાબ તારવી કાઢતાં શૂન્ય આવે તો જાણવું કે વૃક્ષ આપણા કરતાં પૂજ્યત્વને પ્રાપ્ત છે એટલે આપણે વૃક્ષોથી પણ નીચી પંકિતને પાત્ર છીએ.

૭૦ તમને સુખ અને દુઃખને આપનાર આ વિશ્વમાં બીજું કોઇ નથી પણ તમારાં કર્મોજ છે.

૭૧ અંતઃકરણની શુદ્ધિ કરશો તોજ ઈશત્વ એટલે શ્રીહરિનું પદ પ્રાપ્ત થશે.

૭૨ પરમેશ્વરથી વિંભકત નહીં તેજ ખરો ભકત છે. *

૭૩ બીજાને બંધનોથી મુકત કરનાર પોતે પ્રથમતઃ મુકત થએલો હોવોજ જોઇએ.

૭૪ ભકત લોકો નિરાભિમાની નમ્ર હોય છે ત્યારેજ અનેક વર્ષ અને યુગ વહી ગયા છતાં તેનાં માંગલિક અસ્તિત્વની પ્રતીતિ કરાવનાર તેમનાં નામની યાદી ( સ્મર્ણ ) અનેક સુજ્ઞજન સમુદાયના અંતઃકરણુમાં પ્રકટે છે અને અતઃપર પ્રાદુર્ભાવને પામનાર સજ્જનોનાં અંતરમાં ( તે ધર્મ, પાર્થ, વિદુર, શ્રી સુદામા, પ્રહલાદ, પરીક્ષિત, પૃથુ, માંધાતા, મુરૂધ્વજ, ભીષ્મ, નારદ, પુંડરિક, વ્યાસ, અંબરીષ, પરાશર, શુકદેવ, સૌનક, રૂકમાંગદ, વસિષ્ટ, વિભીષણ, હનુમાન, રામદાસ સ્વામી, તુકારામ, નરસિંહ મેતા, મીરાંબાઇ, અહલ્યા, સીતા, મંદોદરી, વૃંદા. રાધા. ગોપીઓ, રૂકિમણી, ગાર્ગી, યાજ્ઞવલ્કય. અગસ્ત્ય વગેરે ઋષિવર્ગ; ધ્રુવ, અક્રુર, બલિ,

* देवो भूत्वा देवं यजेत्.

વગેરે અનેક ઋષિ મહાત્મા સંત ભક્ત જનોનાં સ્મરણ ) પ્રકટયા કરતાં રહેવાનાંજ.

૭૫ જ્ઞાની ભક્ત મહાત્માજનો અભિમાનને શ્રીહરિમાંજ નમાવી દે છે.

૭૬ " શ્રીહરિ જે કરે તે ભલાને " એમજ માનવામાં તમને શંકા ન રહેતી હોય તો તે ખરૂં છે. જે કાંઇ થાય તે સારાને માટેજ થયું સમજો.

૭૭ " ઇશ્વરે એતો ખોટું કીધું " એમ કહેવાથી તમે તેનાથી વધારે ડાહ્યા થવા જતા હો, તો પછી તેની પાસે જગતના નિયામકપણાની સત્તા છીનવી લેવાને આળસ કેમ સેવ્યા કરો છો ?

૭૮ શર્કરા, એલચી, બરાસ, કસ્તુરીનું ચુર્ણ કરી તેમાં વિષની ગુપ્ત ગોળીઓ ગભેફેલી હોય છે તેને અનિયમિતપણે ખાનાર શું આરોગ્ય અને અમર રહેશે ખરો ? તદ્વત્ પંચ વિષયોનું સેવન કરનાર જાણજો.

૭૯ વિષયો એજ વિષ છે. અતિ આસક્તિથી કયા ખાનારને તેનું વિષ નથી ચઢતું ?

૮૦ આ સંસાર સમુદ્રમાં પ્રવાસે નીકળેલા આપણે જે સ્થુલ સુક્ષ્મ શરીરરૂપ વ્હાણ અથવા નોકામાં પ્રવાસ કરીએ છીએ તે શરીર જો યોગ્ય બલ, ઐશ્વર્ય અને સામર્થ્ય પ્રાપ્ત ન હોય તો, રાગ અને દ્વેષરૂપ મહાભયંકર મ્હોટા મગરમચ્છોને તે નોકાને ઉથલાવી નાખવાને કાંઇ વિલંબ લાગે ખરો કે ? ( નહિંજ )

૮૧ જો સદ્ગુરૂ કૃપાપાત્ર થવા ચાહતા હો, તો અંતઃશુદ્ધિનું પ્રયત્ન સેવતા રહો.

૮૨ સંયમનું બળ જેમ અધિક જમાવાય તેમ કરો.

૮૩ સંયમસિદ્ધિ, રાગ દ્વેષરૂપ મસ્ત મગરોનો સેહેજમાં અભિભવ ( પરાજય ) કરવા સમર્થ છે.

૮૪ પરમાત્મા નિજ ભક્તોને વધારે સ્હાય છે તેથી અભક્ત લોકોને બળાપો—સંતાપ બહુ થાય છે તેથી તે અભક્ત સંસારકીટ શુરવિર બહાદુરોને પુછવું જોઇએ કે, તમારા ઘરમાં લોટા, લોટી, રોટી, સોટી, લુગડાં લત્તાં, અનેક પ્રકારનો માલ ભરેલો છે તેમાં સોના રૂપાં હીરા મોતીના દાગીનાની પેટી પણ મજબુત ફાયર પ્રુફમાં મુકેલી છે. બધો માલ તમારોજ છે. પડોસીનો કે શત્રુનો કોઇનો નથી. પણ જ્યારે તમારૂં ઘર આગ લાગવાથી સળગી ઉઠેલું જોઇ તમે ન્હાસવા મંડો છો ત્યારે વ્હાલા અળખામણી કેમ કરો છો ? અર્થાત્, ફક્ત દાગીનાની પેટીજ કાઢી લેવા કેમ પ્રવૃત્તિ કરો છો ? ખાટલા ગોદડાં તગાઇ લુગડાં ખુરશી દેગડા વગેરેએ તમારૂં શું બગાડયું ? તમે કહેશો કે મારે બધો માલ સરખો છે—મારોજ છે; પણ શું કરીએ, બધું લેવા જતાં જાતે બળી મરવુ પડે છે તો પછી વાપરે કોણ ! અને બધું કામનું શું ? તો, હે ભાઇ અભક્ત શુરવિર બહાદુરો ! એજ ન્યાયથી સમજો કે ઇશ્વર બધા ઉપર કૃપાળુજ છે પરંતુ અભક્ત જનોરૂપ ખાટલા ગોદડાં ખુરશી દેગડા લોટા લુગડાંનો અધિકારતો ત્યાં બળ્યા સળ્યા કરવાનોજ છે અને ભકતજનોરૂપ દાગીનાની પેટી તો બગલમાં મારી રક્ષણ કરવાનીજ છે. માટે પરમાત્મા ભકતનું રક્ષણ કરે છે. *

૮૫ ભગવદ્ભકિત નિષ્ઠા સમુળગીજ નહીં રાખનાર કરતાં થોડી પણ રાખે તો તે સારો છે.

૮૬ સૂર્યનારાયણની સામું પ્રમાણ કરનારને પોતાની છાયાં ( ઓળો )

* જુઓ શ્રી ભગવાનની પ્રતિજ્ઞા—ભ. ગીતા અ. ૪ શ્લો. ૧૧ અ. ૬ ૩૦—૪૭, અ. ૯ શ્લોક ૨૨, ૨૬ થી ૩૪ તથા અ. ૧૦ શ્લોક ૧૦—૧૧. અ. ૧૨ શ્લો. ૬—૭. અ. ૧૪ શ્લો. ૨૬. અ. ૧૮ નો શ્લોક ૫૫, ૬૫—૬૬.

જણાતો નથી, તેમ જે પરમાત્માની સન્મુખ પ્રેમથી ધાવન કરે છે તેનું અજ્ઞાન નષ્ટપ્રાય થઇ જાય છે.

૮૭ મ્હોટા થવાની જો ઇચ્છા રાખવી તો, મ્હોટપણને યોગ્ય સદ્ગુણ પ્રથમથી ધારણ કરવા.

૮૮ ઇશ્વર ઘણાજ દયાળુ છે તેને સર્વ સમાન છે, તેથીજ જે જેવા ગુન્હા–અપરાધ કરે છે તેને તે તે પ્રમાણમાં દુઃખ સહન કરવારૂપ ફળ આપે છે. સુકૃત કરનારને સુખ ભોગરૂપ ફળ આપે છે.

૮૯ અપરાધ કરનાર પોતાનાં દુષ્કૃત્યનો વાસ્તવિક રીતે પશ્ચાત્તાપ કરી વિશ્વપતિપાસે શુદ્ધ મનથી ક્ષમાની યાચના કરે છે, તેમ ફરી તેવા અપરાધ નહીં કરવ નો નિશ્ચય બાંધે છે તો તેને તેના કર્મનું ફળ ઘણું ભારે દુઃખદ પ્રાપ્ત થવાનું હોય તોપણ સહજમાં તેને, અલ્પ દુઃખરૂપ ફળ આપી અથવા પ્રેમભક્તિ સહ દૃઢ નિશ્ચયવાળો જણાય તો સમુળગું નહીં પણ આપી તેને મુક્ત કરે છે. કારણકે હરિ બહુજ દયાળુ છે. कर्तुमकर्तुं मन्यथा ॥ कर्तुम् ईश्वरः समर्थः ॥ કરવાને, ન કરવાને, અન્યથા ( બીજી રીતે) કરવાને, તે ઇશ્વર સમર્થ છે.

૯૦ શરણાગત જનને, ખુનરૂપ ગુન્હાનું, સુળી પ્રાપ્ત થવારૂપ ફળ આપવાનું હોય, તો, તેના પ્રેમ અને પશ્ચાત્તાપની બાહુલ્યતાના પ્રમાણમાં કાંટે [illegible]કાવા વગેરે રૂપ માત્ર અલ્પફળ આપી મુક્ત કરે છે, એજ દર્શાવે છે કે પરમાત્મા અતિ કૃપાળુ છે.

૯૧ દુઃખથી ભય જણાતો હોય તો પાપાચરણ કરતા અટકો.

૯૨ એમ કહેવાય છે કે, નોળીઓ સર્પને મારે છે ત્યારે વિષ ચઢે તે ઉતારી નાખવા કોઇ વનસ્પતિને સુંઘીને તુરત પાછો આવી સર્પ જોડે યુદ્ધ મચાવે છે. એમ કરવાથી વિષનો પાસ લાગે તે

તત્કાળ ભુંસી લુંછી નાખવામાં ઉદ્યુકત રહે છે તેથીજ સર્પને મારી હઠાવતાં છતાં વિષની અસર તેને થવા પામતી નથી. તેજ પ્રમાણે દરેક સુજ્ઞ હરિજને સત્સંગ સર્વદા સેવવો યોગ્ય છે. સંસાર વ્યવહારરૂપ સર્પ જોડે દહાડો બધી યુદ્ધ કરીને એટલે ગૃહ વ્યાપાર સંસારી ખટપટમાં ગુંથાઈ રહીને અમુક સમય ઠરાવી એક બે કલાક પણ સત્સંગ સેવનરૂપ બુટ્ટી સુંઘી આવે તો તે પ્રાપંચિક સંસ્કારોરૂપ વિષ ઉતરી જાય છે. વળી બીજે દિવસે પાછા વિષરૂપ સંસ્કારની અસર થઇ કે સત્સંગ સેવનરૂપ વનસ્પતિ ( બુટ્ટી ) સુંઘી આવે. એટલાજ માટે કહીએ છીએ કે, ભાઇઓ સત્સંગ સર્વદા સેવ્ય છે.

૯૩ હે વિવેકી બંધુઓ ! " પરમેશ્વરની માયા " એવા ઉદ્ગાર અનેક સજ્જનો, વૃધ્ધો, સ્ત્રી પુરૂષો વિગેરેથી શ્રવણ કરતાં આવ્યા. ખરા મનથી કહો કે વાણીમાત્રથી કહો, પણ એનો સુસ્પષ્ટ ( ખુલ્લો ) અર્થ તો એજ થયો કે,—આ સર્વ, સ્ત્રી પુત્ર ધન ધામ વગેરે જે મારૂં છે, મને દેખાય છે તે સઘળું પરમેશ્વરની માયા છે. અગ્નિ અને ઉષ્ણુતા બે નથી, જળ અને શીતળતા બે પ્રથક્ નથી. અગ્નિ છે તેજ ઉષ્ણુતા છે, કથન માત્ર બે પ્રતીત થાય છે. તેજ રીતે પરમેશ્વર અને માયા બે નથી. કહેવામાં પ્રતીત થતો ભેદ ( અગ્નિ અને ઉષ્ણુતાની માફક ) ભ્રાંતિ સિદ્ધ છે. ત્યારે શું સિદ્ધ થયું ? કે, પરમેશ્વરનીમાયા અર્થાત્ શ્રી હરિજ આ સર્વ વિશ્વરૂપે નિમાઇ રહેલા છે. એ જગત નથી, અથવા જગત છે એમ કહો તો પણ એ શું છે ? તો પરમેશ્વરજ છે. બીજું કાંઇ નથી. God is appointed हरिरेव जगत् जगदेव हरिः તો પછી પરોપકાર સમજીને અથવા સ્વર્ગ લાલસાથી આ જગતમાં કોઇને કાંઇ ધન ધામ અન્ન વસ્ત્રાદિ આપતો હોય તો તેમાં " મેં આપ્યું " " હું આપનાર

છું " એમ માની વચ્ચે નવો તું ક્યાંથી આવી ખડો થાય છે? સર્વત્ર વ્યાપક એકજ હરિમાં હારે ઉભા રહેવાને કઇ જગ્યા ખાલી તેં જોઇ? તે કૃપા કરીને કહી દે.

૯૪ પાણીનાં પાત્રમાં સૂર્યનાં પ્રતિબિંબ સંબંધથી ભીંત ઉપર પ્રતીત થના સૂર્યાભાસના ઝળકારા, પાણીના ચાંચલ્યથી ચંચલતા પ્રાપ્ત પ્રતીત થાય છે તે બધા પોતાના મિથ્યા અસ્તિત્વનું જેટલું અભિમાન કરે તે સર્વ વ્યર્થ છે. પણ પોતે પોતાના સત્ય સ્વરૂપમાં સમાઇ તે ભાનુરૂપ સત્ય અસ્તિત્વને પોતાનું વાસ્તવ સ્વરૂપ સમજે તો, ભય, ભ્રાંતિ, અથડામણ, ભ્રમણ, દુઃખ, કલેશ નષ્ટ થાય. તદ્વત્ જીવ માત્ર તેના સમર્થ પિતા અથવા અધિષ્ઠાનને જોઇ તેમાં સરી પડે ( શર્ણ થઈ રહે ) તો તેનું ભવ ભ્રમણ નષ્ટ થઇ ભ્રાંતિપટ ખસતાં શ્રીહરિમયજ જુવે.

૯૫ પ્રારબ્ધ યોગે આવી પ્રાપ્ત થએલાં વૈભવાદિ સુખમાં મોહ પામી તેમાં દટાઇ અથવા ગુંથાઇ રહે અને શ્રીહરિથી વિમુખ થઇ જાય તો જાણજો કે, તે સુખ નથી પણ દુઃખજ છે વિષ ભેળેલો લાડુજ છે.

૯૬ ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાની ભક્ત થવાની ઇચ્છા હોય તો નિર્મળ પ્રેમથી પૂર્ણ થઇને સૂક્ષ્મ વિચાર શ્રેણિએ વહન કરતે સંયમને સિદ્ધ કરો. શુદ્ધ પ્રેમ ભક્તિથી હૃદયની શુદ્ધિ અનુભવાય છે. અને જ્ઞાનથી ઉર્ધ્વ પ્રદેશે સ્થિત મૂર્દ્ધા ( મગજ ) ની શુદ્ધિ અનુભવાય છે.

૯૭ નીતિનો ત્યાગ કરી ભવ પ્રવાસમાં વક્રમાર્ગે વહન કરનાર માર્યો જાય છે. ( આડે માર્ગે જનાર દુઃખી થાય છે ).

૯૮ સુજ્ઞ નીતિજ્ઞ તો રાજમાર્ગેજ પ્રયાણ કરે છે.

૯૯ ભવાટવિમાં બહુ વિકટ માર્ગો ભયપ્રદ રહેલા છે તેથી ( જો એકલા નહીં જઈ શકો તો ) સાવધ ભોમિયાને સાથી રાખી માર્ગ કાપજો

૧૦૦ ઠગ ધૂતારા બહારથી જે આડંબર બતાવે તે ઉપરજ આસક્ત થઇ તેમાં લુબ્ધ થશો નહીં. એવા ઠગારાના ફંદમાં ફસાયા પછી તેમાંથી નીકળી ન્હાસવું બહુ કઠિણ છે.

૧૦૧ ત્હારા ¶ શત્રુ ત્હારા અંતરમાં છે તેને શોધી શોધીને માર. એમાંજ ત્હારી બહાદુરી છે. બહાર શું શોધતો ફરે છે.

૧૦૨ બહાર તું શત્રુને શોધવા જેમ જેમ રોકાતો રહે છે તેમ તેમ તારા ખરા શત્રુ અંતરમાં પોતાનું બળ જમાવી સ્થિરતા કરતા જાય છે; માટે ચેત.

૧૦૩ વ્યતીત થએલો સમય ફરી આવતો નથી.

૧૦૪ મિથ્યાભિમાનથી શ્રેષ્ઠ ( શેઠ ) થવા ઇચ્છનારા ભક્ત થતા નથી, અને ભક્તજનો મિથ્યા અભિમાની શેઠ થવા ઇચ્છતા નથી. કેમકે તેઓ જાણે છે કે, " શેઠ " માંથી એક માત્રા લુપ્ત થઇ જાય તો " શઠ " ની પદ્વિ આપણને શોભે તેવી નથી, અને "ભક્ત" માંતો માત્રા કે કાનો કાંઇ જાય તેવું નથી.

૧૦૫ હિત ઇચ્છનાર અથવા અહિત ઇચ્છનાર વિષે ભક્તે કાળજી રાખવાની જરૂર નથી. કારણ કે ભક્તને તો પોતાનું સર્વસ્વ શ્રી હરિજ છે. ભક્તતો ઉભયનું હિતજ ઇચ્છે.

૧૦૬ સ્વાર્થ સિદ્ધ કરવા નિમિત્તે દગાખોરના દર્શાવેલા પ્રેમથી મોહિત થશો નહીં. ઠગનો પ્રેમ ચિરકાળ સ્થયી હોતો નથી.

૧૦૭ જન્મ્યો તેને મૃત્યુ અવસ્ય છે. મૃત્યુ પામનારનો જન્મ જરૂર

---

¶ કામ, ક્રોધ, લોભાદિ.

થાય છે. એવું જાણ્યા છતાં જગત્માં સુજનો પણ શોક વશ પ્રતીત થાય છે એવું કારણ તેઓના અંતરમાંથી પ્રીતિના પાસ ( બંધન ) તુટયા નથી અથવા પ્રીતિનો ડાઘ ઘસાઇ ભુંસાઇ ગયો નથી. તેને પણ વિવેકીઓ જાણે છે છતાં તે બંધન તોડવા અથવા અસર ( ડાઘ ) ભુંસવા સદ્વિચારરૂપ શસ્ત્ર અથવા રબ્બરનો ઉપયોગ નહીં કરે તો તેને નીચલી કલાસમાં ડિગ્રેડ કરવા માસ્તર શું યોગ્ય નહિં ધારશે ?

૧૦૮ ભકત જનોને દુઃખ પડતુ તેને અથવા અન્ય જનોને પ્રતીત થાય છે ખરૂં, પરંતુ તે દુઃખ નથી પણ ઇન્સ્પેકટરરૂપ પરમાત્માથી લેવાતી પરીક્ષા ( કસોટી ) છે. ખરો ભકત કદાચ કોઇ વિષયમાં ઉડી જાય એટલે પુરતી માર્ક ન મળવાથી નાપાસ થાય તોપણ દયાળુપણાથી તેને પાસ કરી ( વિજય અર્પી ) ઉપલી કલાસમાં ચઢાવે છે.

## મેરૂનો છેલ્લો ૧૦૯ મો મણિગણ.

સદ્ગુરૂ પરમાત્મા, જેઓ કે, અનંત બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ લય કરવા આદિ અપાર અનંત શકિત સંપન્ન, ષડૈશ્વર્યયુકત, મહા વિષ્ણુ અથવા મહેશ્વર, સર્વના નિયામક, સર્વત્ર સમત્વે વ્યાપ્ત છતાં અંતરયામિરૂપે સર્વના સાક્ષિરૂપ, પરમ શિવસ્વરૂપ, નારાયણ, રામ, કૃષ્ણ, હરિ, ગોવિંદ, વાસુદેવ, ભગવાન, શંકર, પ્રભુ આદિ સંજ્ઞાઓથી સુપ્રસિદ્ધ એવા છે. તેમજ, સર્વ માયિક વૈભવો પ્રતિ ઉપેક્ષા પૂર્વક જે શરણાગત ભકત જનો, તે શ્રીહરિ ગુરૂમાં પોતાનું અહંમમત્વ સહિત સર્વસ્વ સમર્પિ અહર્નિશ સપ્રેમ ચિત્તૈકાગ્રતાએ કરીને, બાકી રહેલા છે તેવા સર્વ કલાસ ( વર્ગ ) ના એટલે આર્ત જીજ્ઞાસુ અર્થાર્થી અને શ્રેષ્ટ એવા જ્ઞાની એ રીતે ચતુર્વિધ ભકતો ઉપર, શાંતિપ્રદ કૃપા દ્રષ્ટિથી, જ્યારે જ્યારે સંકષ્ટ પ્રસંગ આવે છે, ત્યારે ત્યારે લીલા તનુ

ધારણ કરી અથવા સંત મહાત્મા સદ્ગુરૂ રૂપે અથવા અલ્પકાળને માટે પ્રકટ થઇ ભકતોનાં સર્વ સંકષ્ટોને છેદી ભેદી નાખવામાં અને તે શરણાગત હરિજનોને સુખશાંતિમાં સ્થાપવા ઉઘુકત રહી સર્વોત્તમ વિજયીજ રહે છે તે, સર્વેશ્વર નારાયણ સર્વાંતર્યામિ પ્રભુનો તેવોજ સદા સર્વત્ર વિજય વિજય જયજયકાર થાવ. શા માટે ? સર્વ શરણાગત ભકતમહાત્મા ઋષિ મુનિગણનું સંરક્ષણ થઈ તે સર્વને પરમશાંતિ તૃપ્તિ નિરંતર પ્રાપ્ત રહે એટલા માટે. ઠીક, ત્યારે તો– પૂર્ણ પ્રેમથી ઉચ્ચ સ્વરે બોલો,

श्री सद्गुरु परमात्मा देवकी जय.

હવે જે પ્રભુના જયનો પોકાર પ્રેમપૂર્ણ મન વાણીથી સુજ્ઞ હરિજનોએ કીધો તો તેમના નામ સ્મરણ કરતે કરતે તદ્રૂપ થઇ રહેવા પ્રયત્ન સેવો.

" हरिः ॐ हरिः ॐ हरि हरि हरि ॐ " પુનઃ પુનઃ એ સૂક્ષ્મ ગાયત્રી મંત્રના ધ્વનીના ઉચ્ચાર કરી તમારા આનંદપ્રદ આંદોલનોથી તમે જ્યાં જ્યાં હો ત્યાં ત્યાંના વાતાવરણને ભરો–પૂર્ણ કરો. અથવા તો " હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે; હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે. " એ ૧૬ શબ્દનો મંત્રોચ્ચાર ધ્વનિ, જે નારદજી અહર્નિશ વિણા નાદસહ કરતા આપ્તકામ હુવા વિચરે છે ( ફરે છે ) એમ કહેવાય છે તે મંત્રના ધ્વનિથી વાતાવરણને ભરો. તથાસ્તુ.

हरिः ॐ शांतिः शांतिः शांतिः हरिः ॐ नमः ॥

## શાંત પડો ત્યારે શુદ્ધ પ્રેમથી નીચેનું પદ સમજીને બોલજો.

## પદ.†

મ્હારે હક પ્રભો, ત્હારાપર ત્હારાપર;
માગું તુજ પાસે હું વર. હક પ્રભો ત્હારાપર ત્હારાપર. ॥ ટેક ॥

તૂં વિણ પ્રિયતમ જગમાં નહિ કો, તૂં વિણ નહિં કો સ્વામી;
તૂં વિણુ નહિં કો ઇષ્ટ ગુરૂ મમ, તવ કૃપા તણો છું કામી,
પ્રભો, તવ કૃપા તણો૦—હક૦ ૧

તૂં વિણુ નહિં કો માત તાત મમ, તૂં વિણ નહિં કો ભ્રાતા;
તૂં વિણુ નહિં કો કાકો મામો, તૂં વિણ નહિં કો ત્રાતા.
પ્રભો, તૂં વિણ૦—હક૦ ૨

તૂં વિણુ નહિં કો મિત્ર બંધુમાં, તૂં વિણુ નહિં કો બેલી;
તૂં વિણુ નહિં કો સાથી મ્હારો, કર આનંદની *ભર હેલી.
પ્રભો, કર આનંદની૦— હક૦ ૩

તૂં વિણુ નહિં કો શાંતિ દાતા, તૂં વિણુ નહિં, ભવત્રાતા;
તૂં વિણુ નહિં કો, હૂં કહેનારો, તૂંજ ધ્યેય શિવ ધ્યાતા.
પ્રભો, તૂંજ ધ્યેય૦— હક૦ ૪

મંગલમય સુખ જ્ઞાન રૂપ તૂં સદૈવ શાંત જણાયો;
માણિક્ય તુજમાં મોહી પડતાં, તુજરૂપ સદા ગણાયો.
પ્રભો, તુજરૂપ સદા ગણાયો.—હક પ્રભો ત્હારાપર ત્હારાપર. ૫

हरिः ॐ शान्तिरस्तु. श्री रामोहरिर्जयतु.

---

† સંવત ૧૯૬૨ ના ફા. કૃષ્ણ અમાસ, શની. તા. ૨૪-૩-૦૬.
* પૂર્ણ, અપાર.

# સૂચના.

પ્રેમ અને શ્રદ્ધારૂપ દંપતિને, જે સુજ્ઞ ભક્ત જનો અને મહાશયોએ, પોતાનાં હૃદય મંદિરમાં સ્થાન આપ્યું હોય, એવા, આ નમ્ર લેખકના પ્રાણાત્મારૂપ પૂજ્ય વર્ગને, વિજ્ઞપ્તિ છેવટે કર્તવ્ય જણાઇ તે, માત્ર એજ છે કે, આ પ્રથમ માલિકાનાં અવલોકનથી તેઓને શાંતિનું ભાન ન્યુનાધિક અંશે થવાનો સંભવ, જેવી રીતે, એને અવલોકન કરનાર વિદ્વાન અને મહાશયો વિગેરે સ્વિકારે છે, તેવી રીતે, તે પુરૂષવરોના વિચારની શ્રેણીને લેખકની બુદ્ધિવૃત્તિ પણ અનુસરતી પ્રતીત થાય છે. તેથી દ્વિતીય માલિકાનાં અવલોકનરૂપ કાર્યમાં તેમને તો આગ્રહનું પ્રયોજન નથી કેમકે તેઓતો પ્રેમયુક્ત શ્રદ્ધાથી બીજી માલિકાના અવલોકન માટે, ધૈર્ય છોડીને, સત્વર પ્રયાણ કરશેજ; પણ, જેઓને આગ્રહ કર્તવ્ય હોય તેઓ પણ જો કૃપા કરીને ઉક્ત દંપતિને હૃદયમાં પ્રથમ સ્થાન આપીને પછી અવલોકન કરશે, તો, નિઃસંશય, તેઓ પણ પરમશાંતિરૂપ અમૃત ફળનું ભક્ષણ કરવા ( પ્રેમ શ્રદ્ધાના ન્યુનાધિકપણાંનાં પ્રમાણમાં ) સમર્થ થશેજ. પરંતુ ઉક્ત દંપતિ જોડે દ્વેષભાવ રાખનારાં કોઇપણ મનુષ્યરૂપ વ્યક્તિને એ માલિકાનાં અવલોકનનો અધિકાર નથી.



ॐ श्री

हरिः ॐ श्री सद्‌गुरवे परमात्मने नमोनमः ॥

# માણિક્યરત્ન મણિગણ માલા.

## દ્વિતિય માલિકા.

૧ જેને મન જાણી શકતું નથી, તે, મનનો પ્રકાશક આપણો અંતરાત્મા મનનો સાક્ષી (શ્રી હરિ ગુરૂ) છે.

૨ જેને વાણી કથન કરી શકતી નથી, પણ જેની સત્તાથી વાણી પ્રવર્તે છે તે સત્તા સ્ફુર્તિ પ્રદાતા આપણો ઇષ્ટ છે.

૩ જેની સત્તા સ્ફુર્તિ પામીને મન સંકલ્પ કરવા શક્તિમાન્ થાય છે તે અંતર્યામિ પ્રભુને મન વડેજ જોવા પ્રયત્ન સેવ્ય છે.

૪ ભૌતિક નેત્ર, આકાર વિરહિત અસંગ જ્ઞાનાત્માને જોઇ શકતાં નથી.

૫ જ્ઞાન દ્રષ્ટિથી પરમાત્મ તત્વને જુવો.

૬ સુક્ષ્મતમ વસ્તુને જાણવા સુક્ષ્મતમ થવુંજ પડે છે.

૭ એકાગ્રતાવાળા સુક્ષ્મબુદ્ધિથી સુક્ષ્મદર્શિ પુરૂષોજ જ્ઞાન સ્વરૂપ આનંદમય એવા સદ્વસ્તુરૂપ પરમપુરૂષ આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.

૮ સ્થૂળ માટે સ્થૂળજ જોઇએ તો થોડા શ્રમે કાર્ય થાય.

૯ પગમાં ભાંગેલો કાંટો અથવા અણી કાઢી નાખવાને કોદાળી પાવડો કે ન્હરાજ નકામાંજ છે; તે કાંટાની અણી કાઢી નાખવામાં

કાંટો કે સોય અગર ટાંકલી જેવું હોય તેજ કાર્ય સિદ્ધ કરવા સમર્થ થાય છે.

૧૦ પાણીની તંગી પ્રસંગે કુવો, ટાકું અથવા તળાવ ખોદવા સારૂ કાંટો સોય, કે ટાંકલી વાપરનાર શું અક્કલનો દુશ્મન અથવા મૂર્ખ નહીં ગણુશો કે ?! એવાં સ્થૂળ કામમાં તો કોદાળા પાવડા ન્હરાજ, એવાં સ્થૂળ સાધનોનીજ જરૂર છે.

૧૧ રાજ ખટપટની અનેક પ્રકારની ઇચ્છિત અને હિતપ્રદ મનાયલી કાર્યસિદ્ધિને માટે વ્યાવહારિક ગુણમયી (રાજસ પ્રધાન) સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે, કે જેમાંથી અનેક યુકિત પ્રયુકિત કળાકુશળ તાના પ્રવાહ, યોગ્ય જણાય તેવા માર્ગે વહેવડાવી શકાય છે.

૧૨ સ્નાન, સંધ્યા, દેવાર્ચન, દર્શન, વંદન, દાન, વગેરે જે કર્મ કાંડોક્ત સ્થૂળ કાર્ય છે તે કરવામાં તામ્રપાત્રો, ચાંદી સુવર્ણ આદિનાં પાત્રો જળગંધ પુષ્પાદિની જરૂર પડે છે; દેવની મૂર્તીની જરૂરછે, કેમકે પૂજન અર્ચન તો મૂર્તી હોય તોજ થઇ શકેછે. સ્થૂળ મોટાં મંદીરો જોઇએ, તેમાં તેવી પ્રતિમા સ્થાપન થઇ યોગ્ય પૂજક જનોથી નિષ્કપટપણે પુજા અર્ચા થતી હોય તો તેવે પવીત્ર સ્થળે દર્શન કરવાનું બની આવે; ત્યાં તે દેવની પ્રતિમામાં તે દેવનો આવિર્ભાવ કલ્પી, તેમાં શુદ્ધ ભાવ લાવી તેને વંદન કરવાનું બની આવે. તેમજ, તેવાં મંદિરોમાં પ્રસંગે સત્પુરૂષો, સાધુમહાત્માઓ, વિદ્વાન બ્રાહ્મણો, પ્રેમી ભકતજનો વગેરે સદુપદેશકો રહેતા હોવાથી ત્યાં કથા શ્રવણ, હરિકીર્તન વગેરેના લાભ મળે છે; ત્યાં તેવા સુપાત્રોને દાન દેવાય છે; દેવ પ્રીત્યર્થે અર્પાય છે; વગેરે સર્વ સ્થુળ કાર્યો છે; પરંતુ તે સત્વ પ્રધાન છે. એ પ્રકારનાં કર્તવ્યના અધિકારવાળાને, ક્રમથી ઉત્તમ અધિકારે ચઢે ત્યાં સુધી તે કર્તવ્ય છે;

વાસ્તવિક દેવો પાંચ છે. માતા પીતા ગુરૂ, અતિથી, અને પતિ (સ્ત્રીએ પોતાનો સ્વામી) એ પાંચ દેવતાનું પૂજન થવું યોગ્ય છે. એવા દેવ, બ્રાહ્મણ, ગુરૂ, સત્પુરૂષોની સેવા પૂજાને શારીરિક તપ કહેછે. ( ભ ગીતા અ. ૧૭) વળી વેદ વેદત્તા પણ કહે છે કે, **मातृदेवो भव पितृदेवो भव अतिथीदेवो भव०** ઇત્યાદિ. ખરી પ્રતિમા પૂજા (સુજ્ઞ વિવેકીઓને માટે) તો એજ મુખ્ય છે. કેમકે, એ કરવાથીજ સર્વ વિશ્વના આધાર ભુત સર્વજ્ઞ સર્વાંતર્યામિ જે મહાદેવ-મહા વિષ્ણુ જ્ઞાનાત્મા દેવ છે તે પ્રસન્ન થાય છે. એ મુખ્યનો ત્યાગ કરી અજ્ઞાજનાનુયાયી બની રહે છે તે પોતાની ઉન્નતિ કરતો નથી.

૧૩ સંધ્યા વંદન દેવોર્ચનાદિથી જેમ જેમ ચિત્તનું ચાંચલ્ય ન્યૂન થતું જાય, બુદ્ધિની સૂક્ષ્મતા પ્રકાશતી જાય, તેમ તેમ, તે ઉચ્ચ ભૂમિ પર ચઢતા અધિકારી જનો ઉપાસના કરવા યોગ્ય થાય છે.

૧૪ ઉપાસક અધિકારીઓ ક્રમે કરીને ચઢતે ચઢતે જ્ઞાનના અધિકારી થાય છે.

૧૫ જ્ઞાન પ્રાપ્તિની ઇચ્છાવાળા મુમુક્ષુઓ, સચ્છાસ્ત્રોનાં શ્રવણ સહિત સંત સદ્ગુરૂના સમાગમથી ઉચ્ચતર ભૂમિએ પ્રયાણ કરે છે. સત્પ્રયત્નશીલ મુમુક્ષુ સાધકો શ્રવણ મનને કરીને સૂક્ષ્મ અને સૂક્ષ્મતર વિચારને માર્ગે વહન કરતે કરતે અંતરતમ પ્રદેશે ઉંડાણમાં વહી જાય છે.

૧૬ સત્સાધકોને પરમાત્મ તત્વનાં અભેદ જ્ઞાનની પ્રાપ્તિ થતાં તેની સ્થિરતાને માટે નિદિધ્યાસનને (તેઓ) સેવે છે.

૧૭ પૂર્ણ શાંતિ તૃપ્તિને અનુભવી સિદ્ધ થયલો તે+યોગી, મરણપણે

---

+ ગૃહસ્થ અથવા ગમે તે આશ્રમી હોય, પણ જે એવો થયો તે સિદ્ધ યોગીજ છે.

આનંદ મગ્ન હુવો, વ્યવહારમાં વિચરે છે. એવી સુક્ષ્મતમ સ્થિતિમાં કર્મ કાંડાકત વગેરે સ્થૂળ આદિ અન્ય કર્તવ્ય જરૂરનાં નથી.

૧૮. પૂર્ણ તૃપ્ત, અભેદ આત્મજ્ઞાન પ્રાપ્ત, છતાં તેઓ કર્મ કાંડાક્ત તથા ઉપાસના આદિ કર્તવ્યોમાં પ્રવૃત્તિ કરતા જણાય તો તે અન્ય તેવા અધિકારીઓને શિક્ષણ આપી યોગ્ય માર્ગે ચઢાવવા માટે તેમના ઉપર પરમ કૃપા કરનારાજ છે એમ સમજો.

૧૯ શિક્ષણ આપનાર માસ્તર બી. એ. એલ. એલ. બી. એમ. એ. અને તેથી પણ ઉચ્ચ પદ્વિ પ્રાપ્ત હોય, છતાં મેટ્રીકવાળા વિદ્યાર્થીને શિક્ષણ આપવા તેણે પોતાની પ્રાપ્ત કરેલી ઉચ્ચ ભુમિ ઉપરથી નીચે ઉતરવું પડે છે. અને પ્રાઇમરવાળાને શિખવવાને તો છેક નીચે ઉતરી તેની પંક્તિમાં બેસવું પડે છે તેથી તે માસ્તર જાતે કંઇ પ્રાઇમરનો કે મેટ્રીકનો વિદ્યાર્થી નથી પણ તેઓનો ઉપકારક છે. તેમ જ્ઞાની મહાત્માઓ અધિકાર પ્રમાણે પ્રબોધે છે.

૨૦ સંકલ્પ માત્રનો ત્યાગ કરી નિઃસંકલ્પ શાંત પ્રમાણે સ્થિત રહેલા જનોને યોગા રૂઢ સમજવા.

૨૧ નદી પોતે વહન કરતી સમુદ્ર પ્રત્યે આવે છે અને તેમાં પ્રવેશ કરે છે ત્યારે પોતાનુ "નદી" એવું નામ અને રૂપ ગુમાવે છે.

૨૨ ભક્ત હરીજનો શ્રી હરી રૂપ આનંદના મહાસાગરમાં પ્રેમથી મગ્ન થાય છે ત્યારે પોતાનું અહંમમત્વ ભાન ભુલે છે.

૨૩ શ્રી હરીમાં અહંમમત્વ અળપાય તો પછી તે સ્થાને સ્વયં હરિ-જ રહે છે એ, જેઓ હિસાબ ભણુનારા ગણુનારા છે, તેઓને સહજ સ્પષ્ટજ છે.

૨૪ શ્રવણ ભક્તિ, શુદ્ધ પ્રેમ અને ચિત્તની એકાગ્રતાથી પરીક્ષિતે હરી

તોજ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી પરમ પદને પામ્યા.

૨૫ "પરીક્ષિત જેવી શ્રવણ ભકિત આપણાથી કંઇ થવાની છે!" એવા સત્વ રહિત–થાકયા હાર્યા જેવા ઉદ્ગાર કાઢનાર સજ્જનો! કૃપા કરીને કહેશો, કે, કેમ નહિં?

૨૬ જેને ખરી ભુખ લાગી હોય, તે, ખાવાનું મલ્યું કે સઘળી વાત પડી મુકી મન વાણીને સમેટી લઇ (એકત્ર કરી) પ્રેમથી ખાવા મંડી જશેજ.

૨૭ જેને ભુખ નથી તે, ખરા ભુખ્યાની માફક ઇંતેજારીથી સર્વોત્તમ પકવાન મળે તો પણ નહીં ખાય.

૨૮ જેણે ઢોકળાં રાબ છાસ રોટલાં ઢેબરાં ભડકું વગેરે રસીત પદાર્થોમાંજ તૃપ્તિ માની લીધી છે તેવા જનોને, ખીરંજ ખાખંડ બરફી ઘેબર ઘેથરાં બાસુદી ભજીઆં વગેરે ઉત્તમ અમૃત તુલ્ય પદાર્થો પ્રાપ્ત થાય તોપણુ, તે ઉત્તમ પુષ્ટિ પ્રદ સ્વાદિષ્ટ પદાર્થોમાં પ્રીતિ થતી નથી.

૨૯ જગતના મોહક મિથ્યા પદાર્થોમાંજ જેઓનું મન વળગી રહ્યું હોય તેઓ, જ્યાં સુધી તે મોહને છોડે નહિં ત્યાં સુધી તેમનું મન બીજી જગે શી રીતે જઈ શકે? અને ત્યાં જાયજ નહિં તો વળગે શી રીતે! અને કદાપિ જાય તો પણુ તેમાં પ્રેમ ઉપજ્યા વગર અને તેને સુખ રૂપ સમજ્યા વગર વળગેજ શાનું.!

૩૦ પાત્રમાં ભરેલા એક પ્રકારના દાણા અથવા જે કંઈ હોય તે ખાલી કર્યા વગર બીજી પ્રકારના દાણા, ફળ, ફુલ, અથવા બીજું કંઇ તેમાં ભરી શકાય નહીં.

૩૧ જગતના સ્ત્રી પુત્રાદિ પ્રાણી પદાર્થના મોહના દુઃખદ સંસ્કારો મનમાંથી ખાલી કરી નંખાય, તો શ્રવણુ ભકિતથી પ્રાપ્ત થતા ઉત્તમ સુખદ સંસ્કારોને તેમાં ભરવાનું બની શકે.

૩૨ શ્રવણથી અન્ય સમયે જો સંસારના મલીન સંસ્કારો પ્રકટી વિક્ષેપ આપવા પ્રવૃત્ત થઇ આવે, તો કીર્તન ભક્તિમાં લાગી જાવ; એટલે તે અસુરો (મલીન સસ્કારો) વ્હીલે મુખે ફીકા પડી પાછા જશે–અળપાઇ જશે. ઉત્તમ પ્રકારની કીર્તન ભક્તિ શ્રી શુકદેવજી એ કરી છે, ભગવાન દેવ–ઋષિ શ્રીનારદજી પણ કીર્તન ભક્તિ પરાયણ હોવાનું સંમત છે. તેવા મહા પુરૂષને પગલે ચાલ્યા જાવ.

૩૩ શ્રવણ કીર્તનના અભ્યાસમાં પ્રેમથી પ્રસંગોપાત રત રહે છે ખરા, પરંતુ જયારે શ્રવણનો વખત ન હોય અને વ્યવહારમાં ન્યાત જાત, રાજયદ્વાર, વગેરે સ્થળે જવાનું થયું કે થતું હોય, ત્યારે કીર્તનનો પણ અસંભવ જેવું, તેવે વખતે મલીન સંસ્કારોથી, વ્યાવહારિક જન્મ મરણ આદિ કલેશપ્રદ શુભાશુભ સંકલ્પો, અંતર ( મન ) માંથી ડોકાયાં કાઢે, તેવે પ્રસંગે, હે પ્રિય સુગ્ન બંધુઓ ! સ્મર્ણ ભક્તિ કરો, અર્થાત્ હરિ ૐ, નારાયણ, ગુરૂ, શિવહર, ગોવિંદ, માધવ, મુકુંદ, કેશવ, વાસુદેવ, પુરૂશોત્તમ, હરેરામ હરેરામ, રામ રામ ઇત્યાદી, ભગવાન વાસુદેવના માંગ લિક નામનું, મનોમય અથવા ઉપાંસુ જપની રીતે સ્મર્ણ કરો.

૩૪ સ્મરણ ભક્તિ પ્રલ્હાદે જેવી ઉત્તમ પ્રકારે સેવી હતી અને તેથી સર્વત્ર પરમાત્મ દર્શન કરી રહ્યા હતા, તેવી રીતે સાચો પ્રેમ પ્રકટાવી સ્મર્ણ ભકિત કર્તવ્ય છે.

૩૫ શ્રવણ કીર્તન સ્મર્ણ કરતાં ભગવાનનાં દર્શનની ઇચ્છા થાય ત્યારે મંદિરોમાં ઇષ્ટદેવની મૂર્તિ ઉપર ( તત્ તત્ ) દેવની શુદ્ધ ભાવના પૂર્વક પ્રેમ રાખી દર્શન કરો. અને તેના ચરણમાં ચિત્ત રાખતાં ચર્ણ સેવાની ઇચ્છા દેખાય તો ઘરમાં તે દેવ પધરાવી પાદ સેવન કરો. અથવા પરમ પૂજ્ય એવા સદ્ગુરૂ સંતનાં દિવ્ય તનુઓ, જે કે શ્રી હરિનાંજ રૂપ છે, તેને શ્રી હરિ રૂપજ જાણી તેઓનાં ચરણ સેવન કરો, જે સર્વોત્તમ હિતને સાધનાર છે.

૩૬ શ્રી વાસુદેવ પરમાત્માનાં બે રૂપ કહેલાં છે. ચર અને અચર. ગુરૂ સંત મહાત્મા યોગી ભક્ત ઋષિ મુનિ માતા પિતા પતિ વગેરે પૂજ્ય વ્યક્તિઓ ચર રૂપ છે, અને પ્રતિમાદિ અચર રૂપ છે. એવા ચર અચર રૂપ ભગવાન વાસુદેવની ચોથી પાદ સેવન ભક્તિ કરતાં, તે પુણ્ય કૃત્યથી પ્રગટેલા ઉત્તમ સંસ્કારોથી, પૂજન અર્ચનની ઇચ્છા પ્રકટવાનો સંભવ આવશે.

૩૭ ઇષ્ટદેવ અથવા સદ્ગુરૂ દેવની સમીપ ચરણ સેવામાંજ જે રહે છે તેને યથેષ્ટ પૂજન અર્ચન કરવાને અતિ સુલભ છેજ. પ્રેમ પ્રગટે તે રીતે સુખેથી અર્ચન કરી તૃપ્ત થાય. પરમાત્મા શ્રી વરની પાદ સેવન ભક્તિ, શ્રી લક્ષ્મીજીએ કરી તેવી શુદ્ધ પ્રેમ પૂર્વક શ્રદ્ધાથી કર્તવ્ય છે.

૩૮ શ્રવણુથી અર્ચન ભક્તિ સુધી ઉંચે ચડનારો થાય છે તે પ્રમાણુમાં તેનામાં નમ્રતા અને વિવેક સહ સદ્વિચાર પ્રકટે છે. પરમાત્માની અર્ચન ભક્તિ પૃથુરાજાએ, જેવા પ્રેમ અને શ્રદ્ધાથી કરેલી તેવી રીતે પ્રેમ પ્રકટાવી શ્રદ્ધા રાખી અર્ચન ભક્તિમાં રત રહેનાર ભક્તરાજ નમ્રતાસહ સદ્વિચારવાન થાય છેજ.

૩૯ ઉચ્ચ ભૂમિએ પ્રયાણ કરનાર ભક્ત, જેટલો ઉંચો ચઢતો જાય છે તેટલો તેટલો જગતથી છેટે જાય છે. અર્થાત્ તેને અને સંસારને તેટલું છેટું પડતું જાય છે.

૪૦ બહિર દ્રષ્ટિથી જોનારને તો તે ભક્ત, સંસાર ( જગત ) માંજ દેખાય છે, પણ તે જેટલા અંશે ભવ બંધ તોડીને અસંગપણું પ્રાપ્ત કરતો જાય છે, તેટલા અંશમાં તેનું અહંમમત્વ શિથિલ થતું જાય છે.

૪૧ અહંમમત્વ શિથિલ પડવાથી તે ભક્ત નમ્ર થઇ પોતાના કર્મની, અપરાધોની, અને વૃથા વિષયાસક્તિમાં ગુમાવી નાખેલા આયુષ્યથી

ગુમાવેલા અમુલ્ય લ.ભના પશ્ચાત્તાપથી થયલી ભુલની ક્ષમા, તે પરમાત્મા હરિગુરૂ પાસે વાચે છે. અને સાષ્ટાંગ પ્રણામ અર્પણ કરે છે. એનું નામ વંદન ભકિત છે. વંદન ભકિત અક્રુરજીએ કરેલી. તે જેવી સપ્રેમ સાચી શ્રદ્ધાથી કરતાં તેને અનુસરીને તેવા મોટા ભકતને પગલે ચાલ્યા કરનારને ભુલો પડવાનો ભય નથીજ.

૪૨ દાસત્વના સ્વિકાર વગર સાષ્ટાંગ પ્રણુતિ અર્પાતી નથી એમ કહેવાય છે. તે રીતે પગે લાગીને પ્રભુને પ્રાર્થના કરે છે કે, હે ઇષ્ટ સદ્ગુરો ! दासोऽहं હું આપનો દાસ છું.

૪૩ અભિમાન છોડી દાસત્વને સેવનાર સેવક શેઠનો ( ધણીનો ) પ્રિય થાય છેજ, એ કોઇને અજાણ્યું નથી. દાસ ભકિત તો પરમાર્થ શ્રી મહાવીર હનુમાન ( મારૂતી ) ની જ. કે, જેના પગલાંને લક્ષીને ચાલ્યા જનારને પરમાત્માનું સખ્ય થવું અત્યંત સુલભ છે.

૪૪ શ્રવણુથી દાસ્ય ભકિત સુધી ચઢી આવીને જે ભકત, શ્રીહરિ ગુરૂ પરમાત્મા અથવા સદ્ગુરૂ મહાત્મામાંજ પોતાનું સર્વસ્વ સમજે છે, અને તન મન ધનથી તેનોજ થઇ રહે છે. તેના તે પ્રભુ થઇજ રહે, એમાં શંકાનો અવકાશજ નથી.

૪૫ લાલચ, લોભ અને કપટભાવ રહિત શુદ્ધ પ્રેમથી અહર્નિશ સેવા કરનાર નોકર ઉપર તેના અધિપતિ ( શેઠ ) ની કૃપા ભરેલી નજર અહરનિશ રહે છે એટલુંજ નહિં પણ, તેને પ્રીય પુત્ર અથવા સખા તરીકે માની ગુપ્ત રહસ્યવાળી વાત કહેવાને સંકોચ ધરતા નથી.

૪૬ મનુષ્ય અલ્પશકત છતાં ખરા પ્રેમથી નિષ્કામ સેવકને ન્યાહાલ કરવા પ્રવૃત્ત થાય છે, તો અનંત બ્રહ્માંડનો નિયામક પોતાના તેવા ભકતને કેટલો અને કેવો ન્યાલ કરી શાંતિ તૃપ્તિ આપશે તેનો ખ્યાલ કોઈ કરી શકતા હો તો કરો.

૪૭ ગુપ્ત વાત તો સખાનેજ કહી શકાય.

૪૮ અંતઃકરણના આશય, ઇષ્ટ અને ઉપાસના, જેના સરખાંજ હોય તેને સખા કહેવો.

૪૯ એક સરખા વિચાર, અને એકે જે કહ્યું તે બીજાને કબુલ મંજુરજ હોય, તેમાં લેશ પણ શંકાજ નહીં, એવા હોય તોજ સખાની ઉત્તમ પદ્વિ તેને બક્ષિસ કરી શકાય છે. સખ્યભકિત કરનાર જિષ્ણુ અર્થાત્ અર્જુન જો કે શ્રી કૃષ્ણના સમીપસ્થ સખા છતાં જે જે ક્ષણે શ્રી કૃષ્ણ પોતાની સમીપ આવતા તે દરેક વખતે જાતે ( ઉત્થાન કરી ) ઉભા થઇ સન્માન આપતા.

૫૦ શુદ્ધ પ્રેમથી તન મન ધન સહિત, સેવા કરનાર સેવકની ઇચ્છા ગમે તેવી હોય, તોપણ સમર્થ શેઠ તેને પુછયા કે જણાવ્યા શિવાય તે ઇચ્છાની ત્રપ્તિ કરે છે, તેની તે સેવકને ખબર પણ પડતી નથી; અગર પડે છે તો પાછળથી પડે છે. દ્રષ્ટાંતરૂપે,— નરસિંહ મેહેતા, મીરાંબાઇ, નામદેવ, તુકારામ, જ્ઞાનદેવ, વગેરે મહાભકતોનાં ઉદાહરણ સુપ્રસિદ્ધ છે.

૫૧ ખરા પ્રેમથી તન્મય થઇ શ્રવણથી દાસ્યત્વ સુધી ચઢેલા ભકતનાં દુઃખ કાપી નાખી તેને શાંતિનું ભાન કરાવવામાં પરમાત્મા શું ન્યુનતા રાખશે ખરા કે ? ( નહિંજ રાખે ).

૫૨ નરસિંહ મેહેતાનાં પુત્રનાં લગ્ન, પુત્રીનું મામેરૂં, મંડલિકના આગ્રહ ઉપરથી ઇચ્છાનુસાર હાર પ્રદાન, વગેરે કેટલાં અને કેવાં અને શું શું કામો પ્રભુએ કીધાં છે તે જગજાહેર શું નથી થયાં ?

૫૩ મીરાંબાઇનાં વિષપાન વગેરે સંકષ્ટ પ્રસંગોમાં ઇષ્ટે અભકત જનોના મુખપર શ્યામતાની પાકી છાયાં નાખી તે કલેશ આપનાર દ્વેષીઓને ગ્લાનિથી નીચી ડોકે ઝંખીલા પડી ગયલા નથી કીધા શું !

૫૪ પ્રલ્હાદના સર્વોત્તમ નિશ્ચયથી, પરમાત્માને તેણે સર્વત્ર પૂર્ણ જાણીને, હિરણ્યકશિપુનો મિથ્યા તુચ્છ આગ્રહ નહિં સ્વિકારવામાં જે નિશ્ચળતા દર્શાવી ટકી રહ્યો તે સર્વાંતર્યામિ પ્રભુએ લક્ષમાં રાખી, તેને અનેક અનેક વિપત્તિઓમાંથી બચાવી લઇ, તેને રાજ્ય વૈભવ સમર્પિ, અંતે નિજપદ પ્રાપ્તિનો અંતિમ લાભ આપ્યા વિષેની હકીકત શું સુજ્ઞ ભકતોને સંપૂર્ણ અંશે અદ્યાપિ પર્યંત અજ્ઞાત રહી છે કે ?

૫૫ પરીક્ષિત જેવી શ્રવણ ભક્તિ કરવા તમે કેમ સમર્થ નથી તે હજી પણ સમજાયું ન હોય તો, મહાત્મા કહે છે કે,—" તેને તો નિશ્ચય હતો કે મારે તો સત્વર શરીરને ત્યાગવું છે અને તેથી સત્વનો સંગ્રહ તેટલામાંજ કરી લઇ સત્ય સ્વરૂપ પ્રાપ્ત કરી શાંતિ મેળવવી. અને બંધુઓ ! આપણે સર્વતો પ્રથમ સંસારના મલીન સંસ્કારને મનમાંથી ખાલી કરવાને તો ચાહતા નથી બીજું કે, આપણે અમર છીએ, એટલે જાણે સ્થૂળ શરીર તો મરવાનું એટલે પડવાનુંજ નથી એમ અંતરસ્તમ પ્રદેશથી જાણે માની રહ્યા છીએ. ત્રીજું, પ્રેમને તો પાસેજ આવવા દેતા નથી. ૪ થું, જેવા, લૌકિક ભૌતિક ( સ્થૂળ ) વિકારવાન દ્રશ્યપ્રાણી પદાર્થમાં મોહગ્રસ્ત છીએ, તેવા અલૌકિક નિર્વિકાર તારક પ્રેમ પુત્રને પ્રકટાવવામાં આલસ્ય પ્રમાદને વશ પડયા છીએ. ૫ મું. ભૂલમાં કે મસ્કરીમાં કોઇ ( કંઇ દેખા દેખી ભસ્મ તીલક કરતા કે માળા ફેરવતા જોઇને ) " ભગતજી " કહી દે તો તે શબ્દ ( અવાજ ) કાનમાં પ્રવેશતાંજ ભડકી ઉઠી ગ્લાની પામી કડવું મુખ કરો છો. ૬ ઠું. આપણા નિશ્ચયનું બલ કયાં છે ? ! દ્રઢતમ નિશ્ચય હોવો જોઇએ, તેનાં તો ફાંફાંજ છે. તાત્પર્ય કે, તે પરીક્ષીતને ખરી ભુખ લાગી હતી તેવી ભુખ તમને લાગી નથી. ખરી ભુખ લગાડો તો તમે તેજ રીતે ભકિત કરવા નિઃસંશય સમર્થજ છો.

૫૬ પેટમાં બાદી જણાય અને ખરી ભુખ ન લાગે તો અપવાસ* ( નિરાહાર ), એ ઉત્તમ ઉપાય છે.

૫૭ ખરો પ્રેમ જ્યાં પ્રકટે છે ત્યાંજ સુખ અને વિજય છે.

૫૮ નિર્મળ પ્રેમમાંજ સર્વ સામર્થ્ય રહેલું છે.

૫૯ પરમાત્મ વિષયક શુદ્ધ પ્રેમરૂપ પુત્ર પ્રકટે તો પછી તમને તારનાર શોધવા જવાનું મટયું.

૬૦ સુપુત્ર પોતાના માતા પિતા વગેરે પૂર્વજોને તારે છે. તે સુપુત્ર તો પરમાત્મા વિષયક શુદ્ધ પ્રેમજ છે, જે એવો સામર્થ્યવાન છે કે, શ્રીહરિ ગુરૂ પરમાત્માને અપરોક્ષ એટલે પ્રત્યક્ષ કરે છે. એવા પુત્રના માતા પિતા તરફ જરાપણ વક્રદ્રષ્ટિએ જોવા આ બ્રહ્માંડ ગોલકમાં કોઇ સમર્થ નથી તો અસત્કૃતિરૂપ દુઃખ દેવા કોઇપણ સમર્થ નથીજ, એમાં શંકાનો અવકાશજ કયાં છે ? નથીજ.

૬૧ શુદ્ધ પ્રેમનું દર્શનમાત્ર પણ મહત્ પુણ્યપ્રદ છે.

૬૨ શુદ્ધ પ્રેમ એ ભગવત્સ્વરૂપજ છે.

૬૩ જેનાં ઘટમાં ( એટલે ઘરમાં--અંતરમાં ) શુદ્ધ પ્રેમ પુત્ર પ્રકટયો તેને મર્ણનો અને જન્મનો ભય મટયોજ જાણવો; કેમકે પરમેશ્વરનો અપરોક્ષ કરાવનાર હોવાથી અજન્મા પદને પમાડે છે.

૬૪ અગ્નિની સંગે કોયલા પોતાની કાળાશ અને જડત્વ ગુમાવે છે.

૬૫ ખરા પ્રેમના પ્રાકટયથી તેના માતા પિતા + અને જન્મ † ભૂમિ પણ પોતાનું પોતાપણું ખોઇ નાંખીને પ્રેમ ભેળા મુળાવિજ્ઞાન તત્વમાં સમાઇ જાય છે.

૬૬ અસત્ જડ અને દુઃખરૂપ જગતમાં જડાઇ મઢાઇ ગયલો પ્રેમ ત-

---

* વિષયોની આસકિત ( પ્રીતિ ) થી મિથ્યા સુખને માટે ધાવનરૂપ આહારનો ત્યાગ. + બુદ્ધિ અને અહંકાર. † અંતઃકરણ.

રજોગુણને દૂર કાઢી નાખી અગ્નિમાં પધરાવ્યા શિવાય, તે ( શ્રી હરી ગુરૂ વિષયક ) શુદ્ધ પ્રેમ પ્રકટતો નથી.

૬૭ શુદ્ધ પ્રેમથી જે ભક્ત, શ્રવણથી દાસત્વ ભક્તિ સુધી ચઢી આવ્યો તેવા પૂર્ણ વિશ્વાસપાત્રને, પોતાના સર્વ ભંડારની કુંચી પરમાત્મા સોંપે, તેમાં કયા સુજ્ઞ કે વિદ્વાનને શંકા થવા જેવું છે ? ( કો-ઇનેજ નહિં ).

૬૮ શુદ્ધ પ્રેમી અનન્ય ભક્તનો, ઇષ્ટ પરમાત્મા સંપૂર્ણ વિશ્વાસ કરે છે તેમાં તો આશ્ચર્યજ નથી, પણ વાત ઉલટાઇ જાય છે હોં ! એટલે તેવા ભકતના તો શ્રી હરિ પોતેજ ભક્ત થઈ રહીને તે ભક્તને ઘેર રહી દાસત્વ કરે છે.

૬૯ નામદેવ, તુકારામ, જ્ઞાનદેવ વગેરે ભકત મહાત્માઓના પ્રેમ જુવો ! તેવા પોતાના આત્મારૂપ માનેલા ભકતને ત્યાં, ભગવાને કેટલા સમય સુધી ગુપ્ત રહી, માત્ર તે ભકતની સેવા કરવાને માટેજ, પાણી ભરવાં, વાસણ માંજવાં, રાંધવાં, જમાડવાં, પાણીની કાવડો ભરી લાવવી વગેરે કામો કીધાં છે. અહાહા !! શું તેવા શુદ્ધ પ્રેમનું મહાત્ય ! ! ! ! વાણી વદતાંજ ગદ્‌ગદ્ થઇ જાય છે અને વિચારવા જતાં બુદ્ધિબળ જળ થઇ જાય છે.

૭૦ શુદ્ધ પ્રેમનું મહાત્મ્ય કોઇથી કહી શકાય તેમ નથી.

૭૧ શુદ્ધ પ્રેમનું સ્વરૂપ વર્ણવતાં વેદ શાસ્ત્રાદિ અને સંતો પણ થાકી પાકી વિરામ પામ્યા.

૭૨ પરમાત્મા પોતે શુદ્ધ પ્રેમથી ભકતનું આવું દાસત્વ સ્વિકારવા ઇન્તેજાર રહે છે, તો પછી તેવા ભકતને તે પોતાના સખા તરીકે સ્વિકારે એમાંતો બોલવા જેવું એટલે આશ્ચર્ય જેવું રહેતુંજ નથી.

૭૩ શ્રીહરિ ઉપરના પ્રકટેલા શુદ્ધ પ્રેમથી, શ્રવણથી દાસત્વ ભકિતની અવધિએ પ્હોંચેલા ભકતને, પ્રભુ, સખ્યત્વ અર્પે છે અર્થાત નિજ સખા તરિકે ગણે છે. ક્ષમા, દયા, સત્ય, ઉદારતા, અસંગ-

ત્વ, વૈરાગ્ય, સમત્વ, જ્ઞાન એટલા ગુણો જેનામાં હોય તે શ્રી હરિનો સખા મિત્ર છે. સમાન શીલ હોય તો સખ્ય કહેવાય છે, એમ વિદ્વાનો કહે છે. शीले समाने हि वदंति सख्य:।

૭૪ પરમાત્માના સખાને શું માગવાનું કે ચિંતાનું કારણ રહે ? કાંઈજ નહિં. તે પુરો નિર્ભય થયો.

૭૫ જે, પ્રભુનાં દાસત્વમાંજ પૂર્ણ નિર્ભય રહી, સર્વસ્વ હરિ ઉપરજ નાખી, પોતાસહિત પોતાનું સર્વસ્વ હરિનેજ જાણતો હતો, તે ઉચ્ચ પદ્દિએ ચઢયા પછી તેથી શું ઓછો નિર્ભય રહેશે કે ? અરે સંપુર્ણ નિર્ભય થયો એમ કહેવા સાથે વધુ કહિયે તો હરિ રુપ થયો. તેને પછી ભય, ભેદ, શંકા, વગેરેની છાયાં પણ ક્યાંથી પડે ? નહિંજ.

૭૬ પ્રભુ કરે તે, તે સખા ભકતને કબુલ અને તે ભકત કરે અને કહે તે, પ્રભુને માન્ય. એવી અનન્ય પ્રીતિ જ્યાં થઇ ત્યાં પછી અનંત બ્રહ્માંડનું ઐશ્વર્ય, લક્ષ્મી, વિજય, શાંતિ, સુખ, એ સર્વ સહજ પ્રાપ્તજ છે; એમાં પ્રશ્નજ સંભવતો નથી.

૭૭ અનન્ય પ્રેમ ભક્તિથી જ્યારે ભકત અને ભગવાન અભેદપણે રહેવા લાગ્યા ત્યાં, તેવો ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત ભકત પોતાનાં અહંમમત્વ સહિત સર્વસ્વ તે શ્રી હરિ ગુરૂમાં સમર્પિ દઇ નહિંવત્ થઇ રહે છે, અથવા હરિરૂપજ થઇ રહે છે. એ છેલ્લી આત્મનિવેદન ભક્તિનું સ્વરૂપ છે. શરીર સહિત પોતાનું સર્વસ્વ અર્પિ દેનાર ભકત બલિરાજાની સાનિધ્યમાં પ્રભુ છડીદાર તરીકે અહર્નિશ રહ્યા વિશે સુપ્રસિદ્ધ છે.

૭૮ ખરો ભકત વિચારે છે કે, હું પ્રભુથી પ્રથક્ છઉંજ કયાં ?

૭૯ પરમાત્માથી પ્રથક્ હું કાંઇપણ વસ્તુ હોઉં તો મારે ઉભા રહેવાની જગ્યા જણાતી નથી.

૮૦ મુમુક્ષુત્વે સ્થિત સુજ્ઞ ભકતજને, જગતમાં પોતાની યોગ્યા યોગ્ય નિંદા અથવા અવગણનાથી કિંચિત્‌પણ ભય અને શોકગ્રસ્ત થવાનું નથી.

૮૧ પોતાના કરેલા સંસ્કાર ( કર્મ ) ભોગ આપ્યા શિવાય નિર્મૂળ થતા નથી.

૮૨ દીન ઉપર દયા; યાચક, અતિથિ, અને સુપાત્રને દાન; અને ભકત, જ્ઞાની, મહાત્મા, માતા, પિતા, ગુરૂ, વડિલ, વૃદ્ધ, એવા પૂજ્ય પ્રત્યે દીનતા સેવનાર ભકત વગેરે મનુષ્યોના શુભ કર્મોનું ફલ વિવિધ પ્રકારનું સુખ છે.

૮૩ નિર્દયતા, સાભિમાનતા, અન્યાય પૂર્વક કોઇ હકદાર ( ભાઇ તથા વિશ્વાસે સોંપનાર ) નું દ્રવ્ય પચાવી પડવું, વગેરે દુર્ગુણોથી કરાતાં અશુભ કર્મોનું ફળ વિવિધ દુઃખો છે

૮૪ ભકતજનોથી પણ પ્રસંગે અશુભ અથવા અયોગ્ય કર્મ થઇ જવાનો સંભવ છે પણ તેવાં કૃત્યને તે વળગી રહી પુનઃ પુનઃ સેવ્યા કરતા નથી. તોપણ પાપરૂપ થઇ જતાં કર્મોનું ફળ જે દુઃખ, તે તેને ભોકતવ્ય ખરૂંજ.

૮૫ ભકતની નિંદા અવગણના કરનારાં મનુષ્યો તેનાં પાપ કર્મનાં દુઃખરૂપ ફળને પોતાના તરફ ખેંચી ( તાણી ) લે છે, તેથી ભકતોએ તેવે પ્રસંગે નારાજ ન થતાં વિશેષ પ્રસન્નતાજ જાળવવી.

૮૬ ભકતો સર્વદા સર્વનું શુભજ ઇચ્છે છે.

૮૭ જાણ્યા છતાં અથવા અન્ય પોતા જેવાની કુસંગતીથી દ્વેષભાવને વશ થઇ દુર્જનો જ્યારે ભકતની નિંદા, મિથ્યા અપવાદ આરોપ મુકી અવગણના, વગેરે કરે છે ત્યારે વિવેકી ભકતો સમજે છે કે, એ મારા ઉપર મહત્ ઉપકાર ( પાપ માત્રને પોતાની તરફ ખેંચી લઇ અમને શુદ્ધપણેજ કાયમ રાખવારૂપ ઉપકાર ) કરે છે.

પણ અરે ! પ્રભુ એને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત કરો અને શ્રીહરિગુરૂ તરફ એ પણ વળો, કે જેથી એ પાપમુક્ત થઇ સુખી થાય; એવી શુભ ઇચ્છા, તે ભક્ત તેઓ માટે કરે છે. અપકારને બદલે ઉપકાર કરે છે.

૮૮ વિદ્વાન વિવેકી સુજ્ઞ ભક્ત અયોગ્યને, અપકારને, અને દુખને, અનુક્રમે યોગ્ય રૂપે, ઉપકાર રૂપે, અને સુખ રૂપે સ્વબુદ્ધિ બળથી સિદ્ધ કરી સમજે છે અને સમજાવે છે.

૮૯ હરિજન ભક્ત મહાત્મા પુણ્ય પાપની સ્પૃહા રહિત હોય છે. કેમકે સર્વોત્તમ દૈવત એક શ્રી હરિ માત્રજ તેઓ સમજે છે.

૯૦ ભક્ત મહાત્માની સ્તુતિ સેવા કરનાર તેમનાં પુણ્યને તાણી લે છે. (નિંદકજનો પાપને બોલાવી લે છે)

૯૧ દુર્જનોનું દીર્ઘ આયુષ્ય, સાધુજનોને દેખાતું વ્યવહાર પક્ષે કલેશ પ્રદ છે, પરંતુ તે સાધુ ભક્તોનું પારમાર્થિક હિત કરનારૂં છે.

૯૨ કંટક વૃક્ષો શામાટે વૃદ્ધિ પામે છે? બળવાને.

૯૩ ભક્તોની કસોટી અથવા પરિક્ષા લેવાય છે તેજ સ્પષ્ટ બતાવે છે કે, ઉપલા વર્ગમાં લેવાને માટેજ. જે, નાલાયક દુર્બળ આળસ્ય પ્રમાદ વશ અભક્તો હોય તેની પરિક્ષા નથી લેવાતી અથવા ભક્ત ભોળો તે પણ ગોઠવાઇ (બેસી) ગયેલો હોય તો લેવાતી પરીક્ષાની તે પોતનાં મૂર્ખત્વથી સ્પૃહાજ કરતો નથી અથવા છુપાઇ રહે છે અથવા દૂર ખસી જાય છે, તેજ સ્પષ્ટ સૂચવે છે કે એને ઉચ્ચ પદ્દિનો અધિકાર નથી. નિકૃષ્ટત્વમાંજ સડયા કરવાનું છે.

૯૪ હે સુજ્ઞ ભક્તજનો ! વ્યવહારમાં તમારૂં હૃદય વજ્ર તુલ્ય રાખી વિચરો. અને પરમાર્થમાં માખણ સદૃશ રાખો. એટલાજ માટે કે, વ્યવહારમાં ગમેતેવાં દુઃખદ પ્રસંગ આવે તોપણ તેની અસર તમારાં હૃદયમાં થવા પામે નહીં. અને પરમાર્થમાં જ્ઞાન ભક્તિ

વૈરાગ્યના શાંતિ પ્રદ વચનો ઝટ તમારાં હૃદયમાં પ્રવેશી અસર કરીશકે.

૯૫ સ્વર્ગમાં પણ દુર્જનોની સંગતિ તો સર્વદા ત્યાજ્ય છેજ.

૯૬ પ્રેમ પૂર્વક થતાં હરિકીર્તનમાં, સાધુ સંત સુજ્ઞ જ્ઞાનીની મંડળીમાં, સંયમ સાધક ભકતરાજ યોગિરાજ વગેરે અધિકારી મંડળમાં, સ્વભાવ સિદ્ધ આકર્ષણ જ્યારે થવા લાગે અને તેમાં પ્રેમ પ્રકટે ત્યારે જાણવું કે હવે ભકતની પંક્તિ પાત્ર થયા.

૯૭ ભકતને અથવા જ્ઞાનીને ઓળખવાને સારૂ તેને શીંગડું કે પુંછડું હોતું નથી. તેની દ્રષ્ટિ અને હૃદય ભાવ, વિષયાસક્ત જનોથી કંઇ, વિલક્ષણજ હોય છે.

૯૮ જે જેવા હોય છે તે તેવાને ઓળખી શકે છે. અનુભવી જ્ઞાની ભકતોને જગત ઓળખી શકતું નથી.

૯૯ નિરાવર્ણ પ્રકાશ છુપાવી શકાતો નથી. તે જ્યાં હશે ત્યાં પ્રકાશ આપે છેજ.

૧૦૦ પ્રેમી હરિભકતો પાસે "રામ" રૂપ સમશેર અખંડ ચળકતી રહેલી હોય છે, તેને, આ અટવિમાં વિષયો રૂપ તૃણ માટે ભ્રમણ કરનારાં મૃગલાંઓની વાણી રૂપ તુચ્છ તૃણથી વળી ભય થાય ખરો કે !! ( નહીંજ થાય ).

૧૦૧ વિછુ કરડે તો તે ઉતારતાં જેને આવડતું હોય તે પુરૂષ વિછુઓને લાવીને પોતાને શરીરે ડંખ મરાવ્યા કરે તો શું તે મૂર્ખ નહીં કહેવાશે કે? ( કહેવાશેજ ).

૧૦૨ હાથમાં ખરી સમશેર આવી તે ઘાસનાં, તંખલાં, લાકડી, કાકડી વગેરે લઇ લાવીને કાપ્વાજ કરવાને માટે કે? ( ના )

૧૦૩ "રામ" માં પ્રેમ પ્રકટયો અને રામ નામ હાથ આવ્યું. તેનું મહાત્મ્ય જાણ્યું કે સર્વ પાપ માત્રને ક્ષણમાં બાળીમુકે છે એવુ પ્રબ-

ળ સામર્થ્યવાળું છે, માટે શું ખરા ભકતજનોએ વારંવાર પાપાચરણજ કર્યા કરવું, અને "ભક્ત"માંથી ટળીને અભકતમાં ભળવું કે ?! (ના).

૧૦૪ જાણીજોઈને, નીતિ ન્યાય, વિવેક અને સદ્વિચારથી વિરૂદ્ધ, પાપરૂપ વર્તન (આચરણ) કર્યા કરનાર "ભકત" નથી.

૧૦૫ ભકતજનો જેઓ ઘણે ભાગે નિર્ધન સ્થિતિમાં હોય છે, તેઓએ ચિંતાગ્રસ્ત થવાનું પ્રયોજન નથી. તેઓને જો, અપાર ઐશ્વર્ય લક્ષ્મી જ્ઞાન શાંતિ સુખની મહા પ્રચંડ અખૂટ ખાણ રૂપ પ્રેમ પુત્ર થયો હોય તો, તેઓ અપાર અખૂટ ધનવાનજ છે.

૧૦૬ ભકતોના પ્રિયતમ શ્રી હરિ પોતે, અપાર ઐશ્વર્ય અને લક્ષ્મીના પતિ છતાં ઘેરેઘેર કકડી શાકર કે ચપટી ખાંડ અથવા રોટલો કે રોટલી દાળ ભાતના પણ પ્રસાદને સારૂ, બાળક, યુવા, વૃદ્ધ, પૂજ્ય, ગુરૂ સંત, વગેરે રૂપે રમતા ફરે છે, તેથી શું તેને ખરાં રૂપથી જાણનારા પણ એમ જાણશે કે શ્રીહરિ દુર્બળ અને નિર્ધન છે ?! (ના).

૧૦૭ હે સુજ્ઞ હરિજનો ! તમારી સ્થિતિ વ્યવહારમાં ગમે તેવી નિર્ધન એટલે ગ્લાનિ પ્રદ જણાય તો તેથી વૃત્તિમાં વ્યાકુળતા અથવા ક્ષોભને જન્મ આપશોજ નહિં. +એજ સ્થિતિ દ્વારા પરમાત્મા તમારી સર્વોત્તમ ઉન્નતિ સધાવી પરમપદને પમાડશે એ દૃઢ નિશ્ચય પૂર્વક જાણી ખુબ પ્રસન્ન રહેજો.

---

+ भोजनाच्छादने चिंता वृथा कुर्वंति वैष्णवाः
योऽसौ विश्वंभरो देवो स्वभक्तान् किमुपेक्षते ? ॥ ( नैव )

ભગવદ્ ભકતો અન્ન વસ્ત્રની ચિંતા નકામીજ કરે છે. કેમકે જે વિશ્વંભર દેવ (સર્વને તે આપનાર) છે તે શું પોતાના ભકતોનીજ બેદરકારી કરશે કે ?!! (નહીજ કરે)

૧૦૮ અનંત બ્રહ્માંડનું માયિક ઐશ્વર્ય અને સુખ જેને તુચ્છ જેવું પ્રતિત થાય છે એવો શ્રી હરિરૂપજ થઇ રહેલો-હરિરૂપજ જેની દ્રષ્ટિ થઇ ગઇ છે તે અનુભવિ જ્ઞાની ભકતશિરોમણિ જેવો સુખી, આપ્તકામ અને નિત્ય તૃપ્ત છે, તેવો સુખી અને નિત્ય તૃપ્ત આ પૃથ્વીનું ચક્રવર્તિ રાજ્ય ભોગવનાર રાજા તેમજ સ્વર્ગાદિના ઐશ્વર્ય પ્રાપ્ત શક્રાદિ નથી. અર્થાત્ ઇંદ્ર વગેરે પણ નથી.

### મેરૂનો ૧૦૯ મો મણકો श्री ओरम्.

જે અનંત અપાર જ્ઞાન આનંદના મહાસાગર રૂપ પ્રભુનાં કિંચિત્ લેશમાત્ર આનંદથી આબ્રુલોક વગેરે બ્રહ્માંડાંતર્ગત સર્વ, બ્રહ્માથી કીટ પર્યંત પ્રાણી માત્ર આનંદિત થઇ રહેલું છે, તે શ્રી હરિ ગુરૂ રૂપ જ્ઞાનમય પરમ આનંદ સિંધુમાંજ જે નિરંતર, આપોપું ઓ-ગળાવતા છતા રમણ કરે છે એવા રામ રૂપ થઇ રહેલા ભકત મહાત્મા ગુરૂ યોગિને સપ્રેમ પુનઃ પુનઃ સાષ્ટાંગ પ્રણામ, પ્રણામ, પ્રણામ. પ્રણામ અર્પિ, તેવા મહાપુરૂષોનો વિજય ઘોષ બ્રહ્માંડમાં વ્યાપી, સર્વ પ્રાણી માત્રનાં રોગ કલેશ દુઃખ ભય વ્યાધિ વિઘ્ન દુર્બુધિ, કામક્રોધ લોભ મોહાદિ વિકાર વગેરે આસુરીસંપત્તિનો નાશ કરો. એવી શુભેચ્છા પૂર્વક ઉચ્ચ સ્વરે બોલવા નમ્ર ભાવે લેખકની સર્વ હરિજનો પ્રત્યે પ્રાર્થના છે.

**हरिः ॐ** સર્વ સાધુ ભકત મહાત્મા હરિજનોની જય, જય, સદા નિરંતર જય જયકાર હોવ. તથાસ્તુ

**श्री हरिगुरु रामोजयतु.**

( તા૦ ૨૭-૩-૦૬ ૧૯૬૨ના ચૈત્ર શુદ ૩ મંગળવાર )



## રાગ પ્રભાત.

શાન્તિના હે દાતારે, વ્હારે વ્હેલા આવજોરે,
સદ્‌ગુરૂ મ્હારા, પ્રાણુપતે પરમેષ્ટ;
ચરણે શિર્ષ નામીરે, ચિન્તુ છું હૂં આપનેરે,
ચિદ્‌ઘન સ્વામી, આનંદ સિંધો શ્રેષ્ટ——શાંતિના હે ૧.

નરવર છું તો ભાળુંરે, આપને એકલારે,
શાન્તિરૂપ આ, વિશ્વ વિશે મહારાજ;
શરણાગત વત્સલરે, આપ છો નાથજીરે,
શર્ણુ આવ્યો, રાખજો મ્હારી લાજ——શાંતિના ૨.

કર્મો સામું સ્વામીરે, લેશ ના ભાળશોરે,
કરજો તેને ભસ્મ સવેળા નાથ;
આપ કૃપાથી રહેજેરે, મ્હારે સમવૂં આપમાંરે,
અર્પી મ્હારૂં હૂં પદ આપને હાથ——શાંતિ ૩.

સાધન યમ કે સંયમરે, હૂં નથી જાણુતોરે
નિશ્ચય મ્હારો આપ વિશે ગુરૂરાજ;
ઇચ્છું પ્રેમ કટાક્ષોરે, આપના હે પ્રભોરે,
આકર્ષી લો, આપ વિશે હૂં આજ.——શાંતિ ૪.

છું તું તે, ને આ સૌરે, આપ છો વિસ્તાર્યારે,
સર્વ થકી ગુરૂ આપ સદાય અતીત;
નેતિ નેતિ વદતીરે, શ્રુતિ સઉ થાકતીરે,
લક્ષ થકી મેં, બાંધી સાચી પ્રીત.——શાંતિ ૫.

પ્રીત તણી તો રીતોરે, આપને જ્ઞાત છેરે,
ન હોય તેમાં, નેમ નિયમ પ્રતિવાય;
વિધિ અને નિષેધોરે, પ્રેમમાં હોય નારે,
કૃપા કરો તો, શાંતિ નિરંતર થાય——શાંતિ ૬.

જાણે તેતો માનેરે, શાસ્ત્રાદી શસ્ત્રનેરે,
હું નહિ જાણું, શાસ્ત્ર શસ્ત્ર કે મંત્ર;
અંતર્યામિ રૂપેરે, ખેલતા ખેલણાં રે,
ચલવો છો સૌ, પંચકના મહાયંત્ર.——શાંતિ ૭.

દીન દયાળુ કહાવોરે, માત હે તાતજીરે,
સદ્‌ગુરૂ શૂરા, ભ્રાત અને ભરતાર;
યાચક દ્વારે ઊભોરે, જોઇ જોઇ શૂં હસોરે,
હાથ પસારી, થાજો પૂર્ણ ઉદાર——શાંતિ ૮.

અનુગ્રહિ મુજને ઠારોરે, સદ્‌ગુરો આપમાંરે,
ભ્રાંતિ પળતાં, શાન્તી અખંડ ભળાય;
અર્હં તણી હું કણિકારે, આપ છો વારિધીરે,
સમતાં સ્વામિ, આપ સ્વરૂપ થવાય.——શાંતિ ૯.

શરણાગતને રક્ષોરે, જીવત્વ ટાળિનેરે,
સ્થાપો મુજને, મહાપદ જ્ઞાન સ્વરૂપ;
હું હું રૂપે જગમાંરે, એકલા આપ છોરે,
માણેક મિથ્યા, નામ ગણાવ્યું રૂપ.——શાંતિના હે દાતારે ૧૦



ॐ श्री

हरिः ॐ श्री सद्गुरवे परमात्मने नमोनमः ॥

# માણિક્યરત્ન મણિગણ માલા.

## તૃતીય માલિકા.

૧ સંસારમાં મનુષ્યો વર્ષે કરીને ( ઉમ્મરે ) વૃદ્ધિ પામતા જાય છે અને મોટા શ્રીમંતો પૈસેટકે વૃદ્ધિ પામતા જાય છે. પરંતુ ભક્તોએ તો અહંમમત્વથી ઘટતા જવાનું છે અને શ્રીહરિ ગુરૂ વિષયક શુદ્ધ પ્રેમ દ્રવ્યની વૃદ્ધિ કર્યા જવાનું છે.

૨ ગધેડાંઓ ગધેડા સામે ભુંકે છે, કુતરાઓ કુતરા સામે ભસે છે તેમ દુર્જનો દુર્જન સામે દુર્ભાષણરૂપ વાણી પ્રહાર કરે છે. પરંતુ દુર્જન સામે સાધુ ભકત જો તેના જેવીજ વાણીથી યુદ્ધ કરતો હોય તો તે સાધુ ભકતને ડિગ્રેડ કરવો. એટલે સાધુ ભકતની પંકિતમાંથી નીચલી કલાસમાં મુકવો ( ગણવો ).

૩ મહત્તા પ્રાપ્ત કરવા ઇચ્છનારે નમ્રતારૂપ લઘુતા સેવવી યોગ્ય છે.

૪ અંધને જયેષ્ટિકા જેમ ખાડા ખાબોચીઆનું ભાન કરાવી નિર્વિઘ્ને ઇષ્ટ સ્થાને પોંચાડવાને સાધનરૂપ છે તેમ, જ્ઞાનચક્ષુ વિરહિત અજ્ઞાનીને, જો તે જયેષ્ટિકારૂપ શ્રીહરિને શ્રદ્ધા પ્રેમ સહિત સેવતો હોય તો ભવારણ્યમાં અનેક પ્રકારનાં વિઘ્ન, સત્સંગ અને જ્ઞાન ધ્યાન સ્મર્ણ વગેરેમાં આવતા પ્રતિબંધોરૂપ ખાડા ખાબોચીઆંથી રક્ષે છે.

૫ નિર્ધન મનુષ્યો, જગતના મિથ્યા મોહગ્રસ્ત જનોની દ્રષ્ટિમાં તુચ્છ દેખાય છે, પરંતુ જેઓ વ્યવહારે પ્રારબ્ધવશાત્ નિર્ધન છતાં ભગવદ્ભકિત સંપન્ન હોય અને પરમાત્માનેજ અપાર દ્રવ્ય ઐશ્વર્ય સામર્થ્યાદિની અખુટ ખાણુ સમજે છે તે, અજ્ઞાની મલિન ભૌતિક દ્રષ્ટિથી નિર્ધન ગણાતો છતાં, તેની પાસે જે અખુટ દ્રવ્ય સંપત્તિની શાંતિપ્રદ ખાણુ છે તેને જાણુવાને અને જોવાને અજ્ઞજનો પાસે બુદ્ધિ અને નેત્ર નથી.

૬ વ્યાધિગ્રસ્ત ભકતજનો, ભૌતિક શરીરે અશકત જેવા જગતમાં ભલે પ્રતીત થતા હોય, પરંતુ તેઓને અજરામરત્વ પ્રાપ્ત કરનારી સર્વોત્તમ બુટ્ટીનું જે તેઓ અહરનિશ સેવન કરતા રહીને સૂક્ષ્મ શરીરથી અજરામર બની મસ્ત રહે છે તે, તેનું અંતર વાંચવાની જેની ઇચ્છા હોય તેણે તેના જેવા થવાની જરૂર છેજ. એ ભાષા જુદીજ છે તે શીખ્યા વગર તેના અક્ષર નહીંજ વંચાય એમાં આશ્ચર્ય નથી.

૭ શારીરિક બલની ન્યૂનતાથી નિર્બલ ગણાતા ભકતજનો, અનેક અસુરોનો જે લીલા તનુઓ ધારણુ કરીને પરમાત્માએ ક્ષણુ માત્રમાં સંહાર કરેલો છે એવા અપાર બળ સંપન્ન પ્રભુને હૃદયમાં રાખી રહેલા હોવાથી સર્વ પ્રકારે નિર્ભયતા સેવે છે. તેથી કાચી સમજણથી ભુલે ચુકે તેવા ભકતને દુઃખ આપવા જતાં બહુજ સાવચેત રહેજો. કારણુ તેનું સમગ્ર બળ તે ( શ્રીહરિ સ્વયં ) છે.

૮ મહાસાગરમાં, વેગયુકત પ્રવાહથી વહન કરતી નદીમાં, તલાવમાં, અથવા હ્રદ વિગેરેમાં ડુબી મરવાની તઇઆરીમાં પ્રતીત થતા જનોને નૌકાનો આકસ્મિક લાભ જેમ તે ભયથી મુકત કરનાર છે, તેમ ભયંકર ભવસાગરમાં બુડી મરવાના મહા ભયંકર ત્રાસથી

મુકત કરવાને ભકતોને અને અભકતો પણ ભકતની કલાસમાં આવે તો તેઓને શ્રીહરિ છે તેજ અભંગ નોકારૂપ છે.

૯ શારીરિક કસરતથી શરીર સુધરે છે. પ્રાણાયામાદિથી પ્રાણ સુધરે છે. તેમ હરિમય વૃત્તિ રાખ્યા કરવાથી મન શુદ્ધ થઇ હરિરૂપ થઇ રહે છે.

૧૦ ધમણ ધમવાથી જેમ અગ્નિ પ્રદીપ્ત થાય છે તેમ શ્વાસોચ્છ્વાસ રૂપ ક્રિયાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, અને તેજ રીતે હરિમય વૃત્તિ કર્યા કરવાથી જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત થઇ ભવરોગને અર્થાત્ અજ્ઞાન આવર્ણને ભસ્મિભૂત કરે છે.

૧૧ દેવ થઇને દેવનું યજન કરવું. ( देवो भूत्वा देवं यजेत् ).

૧૨ દેવતો એકજ છે, અને તે સર્વ ભૂતોમાં ગૂઢ છે, સર્વ વ્યાપિ છે સર્વ પ્રાણીમાત્રનો અંતરાત્મા છે, કર્મ માત્રનો અધ્યક્ષ, સર્વ ભકતોમાં વસી રહેલો હોવાથી વાસુદેવ સંજ્ઞાવાળો સાક્ષી દ્રષ્ટા છે; જ્ઞાન રૂપ ( ચૈતન્ય સ્વરૂપ ) છે, અને કેવળ નિર્ગુણ છે, તેજ દેવ નિર્ગુણ છતે સગુણ એવા આ જકત રૂપે અને તદંત-ર્ગત્ ગણેશ, બ્રહ્મા, વિષ્ણુ, શંકર, શકિત, સૂર્ય, હનુમાન, દત્તાત્રિ, રામ, કૃષ્ણ, વામન, નૃસિંહ આદિ અનેક અને અનંત રૂપે શોભી રહ્યો છે.

૧૩ દેવના જે ગુણો હોય તે પોતાનામાં પ્રકટાવવામાં આવે ત્યારે દેવ રૂપ થવાય છે.

૧૪ પરમાત્મા શ્રી હરિ સર્વે ઉપર કૃપાળુ છે, તેવા રાગદ્વેષ રહિત સર્વ વિશ્વને પોતાનું રૂપ જોઇ, પ્રેમમયી દ્રષ્ટિથી જગતપ્રત્યે જોવામાં આવે અર્થાત્ સર્વ ઉપર સમાન કૃપા અથવા પ્રેમ ઉપજે ત્યારે શ્રીહરિરૂપ થયા સમજવું.

૧૫ એકજ દેવ છે તે સર્વ પ્રાણીમાત્રને વિશે ગુપ્ત રહેલો છે.

૧૬ આકાશ જેમ સર્વત્ર વ્યાપ્ત છે તેમ પરમાત્માદેવ સર્વ વ્યાપી છે.

૧૭ પ્રત્યેક વ્યક્તિમાં "હું" "હું" થી પ્રતીત થાય તે દેવજ છે.

૧૮ તે પરમાત્મા દેવજ સર્વ ભૂત માત્રનો અંતરાત્મા છે.

૧૯ તે જ્ઞાન રૂપ દેવ પ્રાણીમાત્રના કર્મનો અધ્યક્ષ છે.

૨૦ તેજ સર્વ ભૂતાધિવાસ અંતરાત્મા દેવ, મન વાણી આદિનો સાક્ષીછે.

૨૧ તે સાક્ષી આત્માદેવ, ચૈતન્ય એટલે જ્ઞાનરૂપ છે.

૨૨ તે જ્ઞાનરૂપ દેવ કૈવલ્ય છે એટલે જેનામાં કિંચિત્ પણ સંકલ્પ વિકલ્પાત્મક રજકણનો સ્પર્શ નથી.

૨૩ તે સ્વયંપ્રકાશ પૂર્ણ પરમાત્મા દેવમાં [illegible]ણ સત્વાદિ ગુણનો સંસર્ગ કે સ્પર્શ નથી.

૨૪ અસંગ એવા પરમાત્મા દેવને જાણનારો અસંગ થાય છે.

૨૫ કમળ પત્રો જળમાં અહર્નિશ રહેલાં દેખાય છે છતાં તેને જળનો સ્પર્શ થતો નથી અર્થાત્ જળથી લેપાતાં નથી; તેજ રીતે ખરા ભકત યોગી મહાત્માઓ સંસારરૂપ સાગરનાં મોહ જળમાં રહેલા છતાં મોહથી સ્પર્શ પામતા નથી.

૨૬ દાડમડી વાવનાર તે વૃક્ષથી બોર મેળવી શકતો નથી, કંટક વૃક્ષ રોપનારે કેરીની આશા રાખવી એજ તેની પાકી મૂર્ખાઈ સુચવે છે, તેમ, જેવું વાવવું તેવું લણવું.

૨૭ ભકતજનો ઉપર દ્વેષ રાખી તેને કલેશમાં ડુબાવવા પ્રયત્ન સેવનાર સુખની આશા રાખે તો, તે એજ સુચવે છે કે, બાવળ વાવી આમ્ર ફળને ઇચ્છે છે અર્થાત્ તેની ઉત્તમ બુદ્ધિબળ કેવું છે તે બતાવે છે.

૨૮ જેને ઉત્તમ ઉપરીની જરૂર જણાય તેણે વિશ્વ નિયામક પ્રભુની ઉપાસના શુદ્ધ પ્રેમથી કર્ત્તવ્ય છે.

૨૯ વટવૃક્ષ એવું વિશાળ પ્રચંડ હોય છે કે, અનેક વટેમાર્ગુ વિગેરે જનો, પશુઓ, પક્ષીઓ વગેરેને વિશ્રાંતિ આપે છે, તેઓને તાપ, તડકાથી રક્ષી શાંતિપ્રદાન કરે છે એવું પરમ ઉપકાર કરનારૂં છે. એવાં અનેક સહસ્ત્ર વટ જેમાં રહેલા છે એવું, વૃક્ષાથી અત્યંત સૂક્ષ્મ તેનું બીજ છે ( ખસખસ જેવું ). તે બીજ જેની પાસે છે તેની પાસે અનેક વટવૃક્ષો છેજ.

૩૦ વટવૃક્ષના બીજરૂપ પરમાત્માનું " રામ, હરિ, ગુરૂ, શિવ, નારાયણ, કૃષ્ણ, ગોવિંદ, માધવ " વગેરે નામ છે તે રામ, હરિ વગેરે નામ જેની પાસે છે અર્થાત જેને રૂએ રૂએ વસી રહ્યું છે અથવા અંતઃકરણનું પ્રત્યેક પરમાણું રામરૂપ બની રહ્યું છે, તેને ભવાટવીના તાપથી બળવાનું ક્યાં રહ્યું ? ( નહીંજ ).

૩૧ કાષ્ટમાં અગ્નિ છે તેથી અગ્નિ લાવી કાષ્ટને સળગાવ્યા શિવાય લાકડાં ચુલામાં ગોઠવી મુકી ફુંકયા કરો ને કાર્ય સિદ્ધ થવાની આશા રાખી રહો તો વિદ્વાનો શું તમને ડાહ્યા કહે શે ખરા કે! ( નહિંજ ).

૩૨ સાત બાદશાહી ઉભી થાય એવાં એક રત્ન જેવાં રત્ન તમારી પાસે હજાર હોય છતાં દરિદ્રી અવસ્થાજ ભોગવ્યાં કરો અને છોકરાંને ભુખે મારો અને તમે ભુખથી મરવા જેવા થઈ રહો તો તમારાં રત્નો શું ઉપયોગનાં ? !

૩૩ વટવૃક્ષનાં બીજકોની પોટલી બાંધી મુકો અને એક પણ બીજ ભૂમિમાં નાખી, તેને જળ સિંચન કરી, યોગ્ય રક્ષણ કરતા રહી અંકુરને વૃદ્ધિ પામતે મહાન ઘટ્ટ ઘટાવાળું વૃક્ષ નહીં થવા દો ત્યાં સુધી શાંતિની અથવા તાપમાંથી આવી ઠરવાની આશા વ્યર્થ છે.

૩૪ દ્રવ્ય આપણી પાસેજ છે એમ સમજતા હો, તો વાપરો. ઉપભોગ જાતે કરો અથવા પરોપકાર કરો.

૩૫ વિત્તની ત્રણ ગતિ છે. દાન, ભોગ અને નાશ.

૩૬ જે પોતાના દ્રવ્યને પરોપકારમાં વાપરતા નથી; અને ઉપભોગ પણ કરતા નથી તેના દ્રવ્યની ત્રીજી ગતિ ( નાશ ) થાય છે.

૩૬ સત્સંગ, એ દુધ ઘીનો સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ખોરાક છે અને દુર્જનનો સંગ, એ વિષપાનનુંજ સેવન છે.

૩૭ પરમાત્મા એવા દયાલુ છે કે, ભક્તોનાં રક્ષાણ માટે અવતાર લેવા વગેરેના મહત્ શ્રમ લેવા વારંવાર પ્રવૃત્તિ કરે છે, પણ મનુષ્યો ( અભક્તો ) એવા હોય છે કે પ્રભુને માટે એક શ્વાસ સરખો પણ ખરચતાં કૃપણત્વ સ્વિકારી બેસે છે.

૩૮ અંતરમાં રહેલા પ્રભુ પાસે યાચના કર. બહાર વિહ્લું મુખ કરી દીનતા બતાવવાની યુક્તિ કરવામાંતો તું બહુ ઠગાઇ જાય છે.

૩૯ સુખની ઇચ્છાવાળાએ પ્રેમ અને શ્રદ્ધાની પ્રથમથીજ ઉપાસના કરી તેઓને પોતામાં બોલાવી રાખવાં.

૪૦ અનુભવિની દ્રષ્ટિ બ્રહ્માંડપર પ્હોંચી રહેલી છે.

૪૧ ભક્તોને કદાપિ પ્રારબ્ધ વશાત્ દુઃખ જણાય છે પણ તેઓ તેમાં પડતા કે ડુબતા નથી.

૪૨ ભક્તોને પડતું દુઃખ છે તે, તે ભક્તની ઉન્નતિ પ્રાપ્ત કરનારૂંજ છે.

૪૩ ભાતનાં છાલાં કાઢી નાખી ( ખાંડીને ), ચોખા નીકળે તેને ધોઇને અધરણમાં ઓરવા, પછી પકવ થએ, તેને પાત્રમાં લઇ, હાથને શ્રમ આપી મુખમાં મુકવા, પછી દાંતને જડબાં અને જી-

અને શ્રમ આપી ચાવીને ગળે ઉતારવાની તસ્દી લીધા વગરજ ( ભાતનેજ જોઇને ) તૃપ્તિની આશા રાખનાર હાસ્યને પાત્રજ છે.

૪૪ સંતોષી મનુષ્ય રાજ્ય સુખજ ભોગવે છે.

૪૫ ધર્મ શબ્દથી એટલું તો ખુલ્લુંજ આંખ આગળ આવે છે કે, જેમાં અધર્મ નહીં તે. પછી ગમે તે ધર્મ હો.

૪૬ જેમાં ધર્મનું નામ આપી અનીતિને સેવ્ય માની હોય, પ્રાણીઓને દુઃખ આપવારૂપ પ્રવૃત્તિજ કરવી સ્વિકારી હોય તો તે ધર્મ નથીજ,

૪૭ મેદાનમાં ઉભા રહી જેવો શબ્દ બોલી અવાજ ફેંકશો તેવોજ પડઘો તમને સામો સંભળાશે, તેમ તમે જો પ્રભુ તરફ પ્રયાણ કરવા જશો તો તે તમારી સામુંજ આવશે, અને તમે તેના થઇ રહેશો તો તે તમારા થઇ રહેશેજ.

૪૮ પવિત્ર મનવાળા ભકતની વાણી અસર કારકજ હોય છે.

૪૯ તું પોતે પ્રભુનો પુત્ર છું એમ માનતો હોય તો, તેના જેવો થા. એટલે તારૂં માનવું સત્ય છેજ.

૫૦ બાપની આબરૂ રાખી વિદ્વાનોમાં સુપ્રતિષ્ટિત ગણાય તેજ સુપુત્ર છે.

૫૧ તમે દુરબુદ્ધિનો ત્યાગ નહિં કરશો તો દુર્બુદ્ધિ તમને સત્સુખનો માર્ગ ચુકાવી દઇ કલેશ પ્રદ અરણ્યને માર્ગે ચઢાવી દેશે.

૫૨ લોકેષણા ( લોકલાજ ) જેને જેમ વધુ તેને પ્રભુનો ભય તેટલો ન્યૂન સમજવો.

૫૩ લોકેષણા, પુત્રેષણા, અને વિત્તેષણા એ ત્રણે મોક્ષ માર્ગમાં બાધ કરનારી છે માટે ત્યાજ્ય છે.

૫૪ મોક્ષના ચાર દ્વારપાળ છે. શમ, વિચાર, સંતોષ અને સાધુ જનોની સંગતિ.

૫૫ મોક્ષના ચાર દ્વારપાળનો એવો સંપ છે કે, ગમે તે એકને સાથે લઇ તેની સાથે પાકી મિત્રતા કરીને ચાલ્યા એટલે બાકીના ત્રણે એક પછી એક આવી આપણી સાથે મળે છે.

૫૬ વાતો કરે નહીં વળે. શર્કરાને ચાવી ગળે ઉતાર, તોજ મિષ્ટતાનો અનુભવ કરીશ.

૫૭ શર્કરા ખાધા પછી તેની મિષ્ટતા કેવી છે તે કહેવાની શક્તિ કોઇ પાસે દીઠી નહીં. મધ જેવી, ખાંડ જેવી, ગોળ જેવી, વગેરે કહી માત્ર આંગળીએ મોભ બતાવે છે; પણ તે બધું ખોટું. તે મિષ્ટતા તો તેનાજ જેવી. ખાધા વગર કદી સમજાય નહીં.

૫૮ અનુભવ વગર ખરૂં સુખ નથી. સાંભળેથી જે સુખ તે અનુમાનિક છે.

૫૯ રામરસ પીને પછી જો. તારી ખુમારી તનેજ આનંદમગ્ન રાખશે; કે, બીજા જેણે રામરસનો સ્વાદ ચાખ્યો હોય તે જાણી લેશે કે એણે તો અજરામર બુટ્ટિ પીધી છે.

૬૦ અધિકારી જન જણાય તો સુખેથી તેને રામરસ ખૂબ તે ધરાય તેટલો પાન કરાવ્યા જજો. તેથી તે રામરસ ખુટવાનો નથી. વૃદ્ધિ પામી ઉભરાતો જશે.

૬૧ ઢોળી નાખે તેવા મૂર્ખની આગળ અપૂર્વ સ્વાદિષ્ટ અજરામરત્વ પ્રાપ્ત કરનાર રામ રસનો પ્યાલો ભુલે ચુકે પણ નહીં ધરવા સાવધ રહેજો.

૬૨ મિથ્યા અભિમાની જનોરૂપ શ્વાનના ભસવાથી ભડકીને તેની સામું હરિભક્તરૂપ ગજેંદ્ર જો ઉત્તર આપવા અટકી રહેશે તો

તેટલા વખતમાં વહી ગએલા પ્રત્યેક શ્વાસપ્રશ્વાસ રૂપ અમુલ્ય રત્નો તેણે ખાડીમાં વ્યર્થ ગુમાવ્યાં સમજવાં.

૬૩ મસાલજી ( મસાલ પકડીને ચાલનાર ) થવા કરતાં પ્રકાશમાં ચાલવાની તજવીજ કર

૬૪ દિવ્યચક્ષુ ત્હારાંજ થઈ જશે ત્યારે પર પ્રકાશની તને અપેક્ષાજ નહીં રહેશે.

૬૫ જેનાથી જે સદ્‌ગુણ તું પ્રાપ્ત કરે તેને તે વિષયક ગુરૂ જાણી તેને પ્રણુતિ અર્પણ કર.

૬૬ ખરેખરો ગુરૂ તો " વિચાર " છે.

૬૭ વિચાર ( ગુરૂ ) નો સમાગમ થાય અને કૃપા થાય તો તે સદ્‌ગુરૂ ચરણમાં લઇ ઠેપે છે-લાવી મુકે છે.

૬૮ વાસ્તવિક સદ્‌ગુરૂ તો સર્વનો એકજ શ્રી હરિ છે.

૬૯ હરિ પાસે જવાને અરિને જીતી તેને વશ કરી મિત્ર કરી દે.

૭૦ બીજાના દોષો જોવાની ટેવ છોડ. ભાઇ, વખત ઘણોજ ટુંકો છે. તું ત્હારા દોષને કયારે જોશે ?

૭૧ કર્મની ગતિ ગહન છે. Mysterious are the ways of fate. कर्मणो गहना गतिः ॥

૭૨ તમને જે સુખ દુઃખરૂપ ફળ પ્રતીત થાય છે તે તમારાંજ પૂર્વ કૃત કર્મનાં ફળ છે. પડોશી કે સગાં વ્હાલાંના એટલે બીજાનાં નહીં.

૭૩ તમારૂં કરેલું ભુલ ભરેલું જણાય તો તે સુધારવા તમારેજ પ્રયત્ન સેવવું યોગ્ય છે.

૭૪ શુભ ઇચ્છાનોજ ઉદય અંતરમાંથી થવા દેવો એ પ્રભુની પ્રાપ્તિનું પ્રથમ પગથીઉં છે.

૭૫ અયોગ્ય વિચારને નહિં સેવતાં શુદ્ધ વિચારનું સેવન હરિ પ્રાપ્તિનું બીજું પગથિઉં છે.

૭૬ દ્રશ્ય માત્ર જગતને સ્વપ્ન તુલ્યજ, સંપૂર્ણાંશે અસત્ જાણી તેનો મોહ જે હોય તેને ઉલટાવીને શ્રીહરિ તરફ તે મોહનું મુખ ફેરવી નાખવું, એ ત્રતીય પગથિઉં છે.

૭૭ માછલાંનો સ્વભાવ એવો હોય છે કે તે, નદીનો પ્રવાહ જે દિશાએ વહન કરે છે તે ભેળાં વહન કરતાં નથી. પણ પ્રવાહની સામુંજ ચાલ્યાં જાય છે. તેમ, તમે પણ જો તમારૂં મન વ્યવહારમાં અયોગ્ય માર્ગે વહન કરતું હોય ત્યારે તે ભેળા નહીં તણાવ અને ઉલટે માર્ગેજ ચાલો ( મનનું કહ્યું ન માનો ) તો, મન, એની મેળે નિસ્તેજ—બે આબરૂ થઇ ફીકું પડી નમ્રત્વ—આજ્ઞાંકિતપણું સ્વિકારે.

૭૮ દત્તાત્રિ પરમાત્મા જેઓ આ વિશ્વવંદ્ય ત્રિગુણાત્મક ભગવદ્મૂર્ત્તિ સદ્ગુરૂ કહેવાય છે તેઓએ પણ પ્રવાહથી ઉલટા ચાલવાનો માછલાંનો ગુણ તેનાથી સ્વિકારી તેને ગુરૂ માન્યા છે, તો તમો તે વિષ્ણુરૂપ સદ્ગુરૂ પરમાત્મા કરતાં મહાન્ ઐશ્વર્યવાન બની ગયા છો શું ? કે આબરૂ જવાના ભયમાં નકામા ડુબી મરો છો ?

૭૯ કીડીઓ પવનની ફુંકથી સ્હેજમાં ઉડી જાય છે; પણ જો તે ચેતી જાય, અને અમુક જગ્યાએ વળગીજ રહેવું ધારે તો, પોતાના પગોને તે સ્થાને વળગાડી દે—ભેરવી દે—બઝાડી દે છે, પછી ગમે એટલી ફુંક માર્યાજ કરો તો પણ તે સ્થાનેથી તે કીડી ખસવાની નહીં, તો ઉડી જવાની આશા શી ? તેમજ, વૃત્તિરૂપી કીડીને તત્વરૂપ હરિગુરૂમાં બઝાડી દો અથવા વૃત્તિ પરમાત્મપદે વળગી રહે, તો પછી વ્યવહારની ગમે તેવાં વિધ્નરૂપી ફુંકો ઉપરાચાપરી આવે તોપણ ડગે નહીં.

૮૦ શ્રી ગુરૂ દત્તાત્રિ ભગવાને ઉક્ત એકજ ગુણ ગૃહણ કરી કીડીને ગુરૂરૂપ સ્વિકારી, તેનાથી પણ તમે એવડા જાડા ભગવાન થયલા સમજતા હો, તો, ભલે નાનાં બાળકમાં સદ્‌ગુણ દેખો તોપણ આબરૂ જવાના ભયથી તે સદ્‌ગુણ તમારામાં સ્વિકારી લેતા નહીં. પછી પ્રસંગ આવેથી જ્યારે તે ગુણ નહીં સ્વિકારવાથી ખત્તા ખાવ, ત્યારે પાછળથી પસ્તાવો કરી પોક મુકજો. એટલે તમને વિદ્વાનો પૂરા અને આખા કે પછી દોઢ ડાહ્યા કહેશે, ત્યારે તો તમારી આબરૂ બમણી વધશે ? !

૮૧ ભાઇ, હિત ઇચ્છતા હો, તો કીડીનો તે ગુણ ગ્રહણ કરો. તે પ્રમાણે વૃત્તિ ( કીડી ) ને વસ્તુતત્વમાં વળગાડો તો વાસુદેવ વેગળો નથી.

૮૨ તું જે કરે તે હરિને અર્પણ કર. અને કર્તાપણાનું અભિમાન છોડી દે.

૮૩ સર્વત્ર વ્યાપક એકજ રામ છે. એમ જો તું માનતો હોય તો તે વેદશાસ્ત્ર સંતોના અનુભવ સિદ્ધ પ્રમાણ વાત છે. ત્યારે પ્રથક્ પડી તું કર્તા થવા ઉભો થશે તો તું કયાં ઉભો રહેશે તેનો વિચાર પ્રથમ કરજે.

૮૪ તમારાં હૃદય મંદિરમાં પ્રભુ વિરાજે છે એમ સમજતા હો તો, કુવિચારોના સ્ફુરણરૂપ મલીન કચરો ત્યાં ભેગો થવા દેતાજ નહીં. એટલે વાળી નાખવાનો વધુ શ્રમ નહીં લેવાથી ચાલશે.

૮૫ આ ભવ ભ્રમણ કરી મુસાફરી કરી, પ્રદેશ વેઠયાં, તેમાં કેટલું ગુમાવ્યું અને કેટલું રળ્યા તેનો જમા ખરચનો હિસાબ રોજ તારવો છો કે ? ઓચિંતો દૂત તેડવા આવશે ત્યારે ગભરાશો.

૮૬ સરકારનું તાત્કાલિક વારંટ છુટયા છતાં નિરાંતે ઘરમાં જઇ સુખ સ્હેનમાં સુઇ રહેનાર કોઈ હશે ખરો ? !

૮૭ પિતાની આજ્ઞાનું સપ્રેમ પાલન કરનાર સુપુત્ર, પિતાનો પ્રીય થાય છેજ, તેમ શ્રી હરિના પ્રીયતમ થવાની ઇચ્છા હોય તો પ્રવાહ પતીત કાર્યો કર્યા જતાં પ્રાપ્ત થતાં સુખ દુઃખોથી હર્ષ શોક વશ નહીં થતાં, પ્રભુ જે કરે છે તે મારાં હિતનેજ માટે કરે છે એમ સમજી, રામ રાખે તેમ રહો.

૮૮ નારાયણે પ્રેરણા કર્યા પ્રમાણે તેને તાબે થઇ નર ( અર્જુન ) વ્યવહારમાં યુદ્ધાદિ પ્રસંગોમાં વર્ત્યા ગયો, તો સર્વોત્તમ વિજય મેળવી અમર નામ રાખી ગયાનું કયા સુજ્ઞ આર્ય ભાઇને, તેમાં મુખ્યત્વે કરીને આસ્તિક ભકતને, અજાણ્યું છે ? !

૮૯ પારમાર્થીક હિતમાં પ્રતિબંધક એવી છીલ્લાંની ઉપમારૂપ વાતો કરવામાં મનને જોડશો ના.

૯૦ ધોળે દહાડે ચોરોને જાણી જોઇને પાસે બોલાવી તમે લુટાશો ના.

૯૧ પાષાણને પાણીમાં કે દુધમાં વર્ષો સુધી પલાળી મુકો તોપણ તેની ભીતર ( અંતભાગ ) ભીંજાતું નથી તેમ, દુર્જનોને અર્થે વાપરેલું બોધામૃતરૂપ જળ નકામું જાય છે.

૯૨ દુર્જનોના હૃદય વિંધીને-છેદીને-ભેદીને અથવા કોઇ યુક્તીના પ્રયોગથી આખું હૃદય માખણ જેવું કરી નાંખી જ્ઞાનામૃત રેડવા સુધીની ગતિ તમને તમારામાં ન જણાય તો, તેની સંગતિ દૂરથીજ તજી દેજો.

૯૩ શ્રદ્ધા અથવા નિશ્ચયનું બળ જેમ જેમ વધારે મેળવાય, તેમ તેમ અપાર ઐશ્વર્યપૂર્ણ શ્રીહરિના ઘરની સમીપ જવાય છે.

૯૪ ભવાટવી ભ્રમણ કરાવ્યા કરનાર કામ, ક્રોધ, લોભાદિ અરિના (શત્રુના) ભકતો અથવા દુનિયાના ભકતોને અને હરિના અથવા પરમાત્મા દેવના ભકતોને સામી પ્રીત હોય છે; તેમ, બેઉના વિચાર પ્રવાહ પણ એક એકથી ઉલટા હોય છે.

૯૫ વિષય વૈભવાદિમાં દટાઇ[illegible]સ્ત બની રહેલા આ દ્રશ્ય વિશ્વના ભક્તોને સાંસારિક કામ છોડી અથવા સ્ત્રી પુત્રાદિની સમીપતા છોડીને, હરિ સ્મર્ણરૂપ કાર્યમાં પ્રવેશવાની ફુરસદ મળતી નથી. પણ દેહાવસાન સમીપ આવી ખડો રહે છે કે ઝટ આંખ મીચી સુઇ જાય છે ત્યારે સામટી ફુરસદ મેળવે છે એ શું નાની સુની બહાદુરી છે! ધન્યવાદ શું તેને નહીં આપશો કે? વાહ! જરા તો કૃપણુતા છોડી ઉદાર થાવ.

૯૬ તમે કોણુ છો? ક્યાંથી આવ્યા? કયાં જશો? શા માટે આવવાની તસ્દી લીધી? તેનો આપે કેટલો વિચાર કરી શું સત્વ શોધ્યું તે આપજ તપાસી જોવા કૃપા કરશો તો, બુદ્ધિની સૂક્ષ્મતા, પ્રેમ અને શ્રદ્ધાના પ્રમાણમાં કરાતા પ્રયત્નાનુસાર નેત્ર ખુલતાં જશે. આપની ઇચ્છાજ ન હોય તો દાવો કરનાર કોઇ નથી.

૯૭ જે સમજુતીથી વારેલો નથી કરતો, તે દુઃખી થઇને હારેલો કરશેજ; ત્યારે તેને કહેવાની કે ભાઇ બાપા કરવાની કોઇને જરૂર રહેવાની નથી.

૯૮ વિષય વૈભવાદિની કામનાઓનાં સેવનમાં અહર્નિશ વહ્યા જતા કેટલાક મનુષ્યો, અન્ય પોતાના જેવાઓને વૈરાગ્ય વિવેકસંપન્ન થવાને પ્રબોધે છે તેની અસર તેને થાય કે ન થાય; તેમ, તેનો ઉપદેશ કરવાનો તે ઉપદેશકનો હક હોય કે ન હોય, તોપણુ સુજ્ઞનું તો એજ ભૂષણુ છે કે, જેની પાસેથી ભવભય દુઃખનાશક અને શાંતિ આપનાર કંઇપણુ શ્રવણુ કરે તેનો વિચાર કરી, અનુકુળ વાક્યોને સ્વિકારી લઇ, પ્રતિકુળને પડતાં મુકે.

૯૯ કાદવમાં પડેલો હીરો કોઇ દરિદ્રીને નજરે પડે તો શું તેને છોડી દઇ–પડતો મેલી ચાલ્યો જશે તો તે અકલવંત ગણુાશે કે અકલમંદ ( મતિમંદ–બુદ્ધિમંદ ) ગણુાશે તે હે સુજ્ઞો! વિચાર કરીને કહેશો?

૧૦૦ જેને પાણીની સખત તૃષા લાગી છે, પ્રાણ જવા જેવી સ્થિતી થઈ ગઇ છે તેને, કોઇ નહિં તરસ્યો થયલો એવા મનુષ્યે પાસેની નદી બતાવી તેથી કરીને, તે, જો ત્યાં જઈ પાણી પીને ત્રષા નહીં મટાડશે ને પ્રાણ જવા દેશે તો તેની બુદ્ધિનો ખ્યાલ, સાધારણ બાલક પણ શું કરશે વારૂ ? શું તેને કોઇ સમજુ કે નાદાન પણ ડાહ્યો કહેશે કે ?! ( નહીંજ )

૧૦૧ જલાશય હોય ત્યાં કાદવ હોય, કંટક વૃક્ષો હોય છે, બીજાં વૃક્ષો હોય છે, પથરા હોય છે, મલીન વસ્ત્રો ધોનારાં સ્ત્રી પુરૂષ વગેરે પણ હોય છે, પરંતુ જેને ખરી તરસ લાગીજ હોય તે, ત્યાં જળાશય પાસે જઇને, કાદવથી ભડકી જાય, ઝાડોથી ભીતિ પામે, પથરા જોઇને પાછો વળે, તો શું તે જીવનની આશા રાખે તો ખરી છે કે ? કાદવ કંઇ ડીલે ચોળવાની જરૂર નથી, કાંટા લઇને પેટમાં ભોંકવાનું કામ નથી. પથરાપર મસ્તક ફોડવાની જરૂર નથી. પાણી માત્ર પીવાની જરૂર છે તે તો, સ્વચ્છ સુલભ પ્રાપ્ત છે તો પછી પાણી પીને ઠરવું એજ માત્ર તેને તો કર્તવ્ય છે.

૧૦૨ ભવ દુઃખથી ત્રાસ પામેલો ત્રિતાપદગ્ધ હોવાથી શાંતિને શોધનારો, તે ભવ ભ્રમણથી છુટવા ઇચ્છનાર મુમુક્ષુ છે. તેણે જ્યાંથી મળે ત્યાંથી સદ્ગુણ ગ્રહણ કરવા. દોષ ઉપર અલક્ષ કરવો; અને અંતરસ્થિત શ્રીહરિગુરૂને શર્ણ થઇ રહેવું.

૧૦૩ રાત્રી જ્યાં સુધી રહે ત્યાં સુધી દીપને નિજાલયમાં પ્રજ્વલિત રાખનારને ઘણે ભાગે ચોરનો ભય નથી રહેતો. તેમજ, રાત્રીમાં સાવધ રહે, તો, ચોરને પુરા ભયનું કારણ જણાયાથી ( તે ચોર ) ફાવી શકતા નથી.

૧૦૪ પાપ એટલે કોઇપણ પ્રાણીના અંતઃકરણમાં અન્યાયપૂર્વક દુઃખનું ભાન થવા જેવું કૃત્ય કરવું તે.

૧૦૫ તમારાં પાપનાં દુઃખરૂપ ફળ તમને પ્રાપ્ત નહીં થાય, એવા હેતુથી તેનાથી ન્હાસીને બચવા સારૂ તમે જ્યાં છુપાઇ જશો ત્યાં તમારી પાછળ તમારી સાથેજ તે પ્રયાણ કરતાં ચાલશે.

૧૦૬ સત્પુરૂષોની સેવા, પ્રાણી માત્ર ઉપર દયા, નિરાભિમાનીપણું, તન મન અને ધનથી સ્વશક્ત્યાનુસાર પરોપકાર કરવારૂપ દાન, સર્વના અંતઃકરણમાં આપણાથી કલેશ નહીં પણ આનંદનું ભાન થાય એવી પ્રવૃત્તિનુ યથાશકિત સેવન, એનું નામ પુણ્ય છે.

૧૦૭ વિશાળ પટવાળી નદીના પ્રવાહમાં તણાઇ જનારનો પત્તો દુર્લભ છે, પરંતુ આડો પડી જઇ દક્ષિણ કે પશ્ચિમ કીનારેથી ઉત્તર કે પૂર્વ કિનારે આવવા ઇચ્છા કરે તો તેજ બની શકશે.

૧૦૮ તૃષ્ણારૂપ નદીના વેગવાળા પ્રવાહમાં સુજ્ઞ શાણા ભકતો, જાણી જોઇને તણાઇ જવા, પડતા નથી. પણ કલેશપ્રદ ઉપાધીવાળા જે કિનારાપર ઊભા હોય છે તે દક્ષિણ અથવા પશ્ચિમ કિનારેથી તરતા તરતા ઉત્તર અથવા પૂર્વ કિનારો કે જે નિજધામની શાંતિ અર્પનાર છે ત્યાં જવા પ્રયત્ન સેવે છે.

## મેરૂનો ૧૦૯ મો મણકો શ્રી ઓ૩મ્.

નદીને પાર જવા ઇચ્છનારથી કોદાળી, પાવડા, નરાઝ, લુગડાના કે સરસામનના પેટારા, વગેરે માથે લઇ, એટલે પાસે રાખી તરી શકાતું નથી; તેમ સુવર્ણ, હીરા, મોતી, માણેક, રત્ન, વગેરે ઝવેરના દાગીનાની પેટી કે કીમતી વસ્ત્રોની ગાંસડીનો બોજો પણ સાથે રાખી, તરી પાર જવાનું બની શકે તેમ નથી. તેજ પ્રમાણે, હે પરમપ્રીય સુજ્ઞ મુમુક્ષુ ભકત જનો ! તૃષ્ણા નદીને પાર શ્રી હરિ ગુરૂ પરમાત્મા દેવનો પરમ આનંદથી પૂર્ણ આશ્રમ અથવા સ્વધામ છે, ત્યાં જવાની જ્યારે ઇચ્છા થાય ત્યારે લોખંડ આદિના બોજા રૂપ પાપનાં પોટલાં પડયાં મુકવાની ઇચ્છા કરો તેની સાથે સુવર્ણ હીરા રત્નાદિના ભાર [બોજા] રૂપ પુણ્યની પેટી

કે પાકીટ પણ પડયુંજ મુકજો. એક બોજો પણ સાથે રહેશે તો પાર જઇ સ્વધામ પ્રાપ્તિની આશા વ્યર્થ જાણવી.

કેમકે, પુણ્યને સાથે રાખવા જશો તો પાપ પણ તેની સાથેજ જોડાયલું છે. જેવું પુણ્ય તમારૂં કરેલું માનો, તેવું પાપ પણ તમારૂંજ કર્મ છે, તો પછી એકને પડયું મુકો તે વળી રેહે ખરૂં કે ? ! એતો, જો પાર જવુંજ હોય તો, બેહુ સાથેજ અકારાં કરવાં પડશે.

એવા પરમગુરૂ શ્રી હરિ પરમાત્માના અનંત અપાર આનંદ અ-થવા સુખ અથવા શાંતિના મહા સમુદ્રરૂપ સર્વ વ્યાપક પૂર્ણ ચિદ્ઘન નિજાલય મહા મંદિરમાં પ્રવેશ કરી, પરમ શાન્તિ અથવા પરમ તૃપ્તિ મેળવવામાં વિજયી થઇ રહેલા, તેમજ, જેઓ તરતા ચાલ્યા જાય છે એવા અચલ નિશ્ચય, શ્રદ્ધા, અને પ્રેમથી પ્રયત્નમાં લા-ગ્યા છે (અને લાગશે) તે સર્વને સર્વાંતર્યામિ સદ્ગુરૂ પરમાત્મા દેવનું અનન્ય (અભેદ) સ્વરૂપ જાણીને પુનઃ પુનઃ સાષ્ટાંગ પ્રણામ, પ્રણામ, પ્રણામ.

પરમ આનંદરૂપ અંતિમ પ્રાપ્તવ્યની ઇચ્છા જે શ્રદ્ધાવાન પ્રેમી ભકતરૂપ રત્નોનાં અંતરમાં પ્રતીત થતી હોય એવા સર્વ પૂજ્ય અને સપ્રેમ વંદ્ય પુરૂષવરો તથા ભગવતિ સ્વરૂપ ભગિની આદિ વ્યકિતઓ ! " हरिः ॐ हरिः ॐ हरि हरि हरि ॐ, " અથવા " हरे राम હરે રામ, રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે. " એવા, મોક્ષ માર્ગમાં વિઘ્ન કરનારા ફાવી ગયલા રિપુમાત્રનો નિઃશેષ નાશ અથવા નિકંદન કરનારા વેદોકત પરમપવિત્ર અને તત્ પરમ ધામમાં લઇ જઇ સ્થાપિત કરવામાં ઉત્તમ સહાયભૂત, મંત્રોનું, શ્રદ્ધા અને પ્રેમરૂપ દંપત્તિને અંતરમાં સુંદર સુખાસન આપી, પ્રતિષ્ઠા કરી, સ્થાપન કરીને પછી, ઉ-ચ્ચારણ કરશો ?

" હરિ ૐ, હરિ ૐ, હરિ હરિ હરિ ૐ. " [આવૃત્તિઓ ચાલવા દો]. અથવા,—" હરે રામ હરે રામ, રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે. " એ ૧૬ શબ્દના મંત્રનું ચિંત્વન, જે કે નારદ મહામુનિ અહર્નિશ, વિણાનાદ સહ, કરતા ફરે છે એવું કહેવાય છે તેની આવૃત્તિ ચાલવા દો.

સર્વ ભક્ત, યોગી (કર્મ યોગી, ભકિત યોગી, જ્ઞાન યોગી), જ્ઞાની (ચોથી થી સાતમી ભૂમિકા સુધીના ઊત્તમ મુમુક્ષુ, જ્ઞાનવાન, પરોક્ષ જ્ઞાની, અપરોક્ષ અનુભવી, દ્રઢ અપરોક્ષવાન કેવલ તદ્રૂપ થઇ રહેલા મહાનુભાવ મહાપુરૂષો), ઋષિ મુનિગણ, વગેરેના પ્રીયતમ ચિદાનંદઘન રામ તત્વ સ્વરૂપ શ્રી હરિ ગુરૂ પરમાત્મા દેવની જય ! જય ! જય ! નિરંતર જય સહિત, તદભિન્ન તે સર્વ ભકત, યોગી, જ્ઞાની મહાત્મા વર્ગની જય, જય, જય, નિરંતર જય હોવ.

तथाऽस्तु.

**श्री हरि गुरु र्जयतु. हरिः ॐ**

इति तृतीय मालिका समाप्ता.

---

હે શ્રધ્ધા સંપન્ન પ્રેમી સુજ્ઞ હરિજનો ! અનુકુળતા સ્વિકારી નીચેનાં પદ (ભજન) ઉત્સાહ પૂર્વક બોલીને, અમૃતમય શાંતિ રસરંગથી ભીંજાયલી વૃત્તિ ઉપર ગુલાલ અબીલ છાંટી, તે રંગનો સુદ્રઢ પાસ લાગવા દેવા શ્રમ લેશો ? આપનો કાળક્ષેપ તો થશે, પણ આપ વિવેકી હોવાથી તેની ક્ષમા કરશોજ એવું નક્કી ધારીને એટલી વિશેષ પ્રાર્થના કરવા પ્રવૃત્તિ કરી છે.

**હરિ ૐ**, (નાથ કૈસે ગજકો બંધ છોડાયો--એ રાગ.)

ઇષ્ટ મ્હારા ! સત્ ચિતિ સુખમાંજ સ્થાપો,
મ્હારી કરણી, પ્રભો ! મ્હારી કરણી, રખે તમે માપો.—ઇષ્ટ. ટેક.
શરણાગત વત્સલ હરિ કહાવો, હું શરણ પડયો છું, તે ભાળો;
નામ રખે ખોટું કદી કરતા, (કદિ) કરશો ન ઉલટો ચાળો.-ઇષ્ટ ૧
મ્હારી તે શી ધીરજ મ્હોટી ! ને ભકિત શી જાણે ભવાઇ;
શ્રદ્ધા પ્રેમ મુખે કહેવામાં, ભ્રાંતિએ બુદ્ધિ છવાઇ—ઇષ્ટ ૨
વિવેકને વૈરાગ્ય ન દ્રઢતમ, શમ દમ સાધન શાનૂં;
જ્ઞાન ધ્યાન કે દાન તાન કશૂં, મુજમાં ન એકે વાનૂં—ઇષ્ટ ૩
વિવ્હળ વૃત્તિ વહે જગ સન્મુખ, આપ વિશે નળ વાળો;
ઉલટાવી દો આપ બળે પ્રભો ! જોશો ન મ્હારો ચાળો—ઇષ્ટ ૪
વ્યર્થ ગયો જન્મારોજ મ્હારો, આ વિષયોનો મોહ વિદારો;
હૂં તો આપ હિમ્મતથી ઝૂઝૂં, (પ્રભો !) કરશો ન મુજને ન્યારો—ઇષ્ટ ૫
"અધિકારી નથી," એવું ન કહેશો, હૂંજ કહૂં હું નકારો;
સારાની સઉ સાહ્ય કરે, એવો જગમાં દિસે છે ધારો—ઇષ્ટ ૬
આપ તણૂં બળ અનુપમ ઉત્તમ, મ્હારા મેં આપને જાણી;
દયા દાન યાચ્યું મેં તમથી, (હવે) ખેંચો ન તાણી તાણી--ઇષ્ટ ૭
નરસિંહ મ્હેતા ભકત પ્રલ્હાદને, અંબરીષ અરજુન તાર્યા;
નારદ પુંડરીક વ્યાસ પરાશર, શુક સૌનકને ઉગાર્યા—ઇષ્ટ ૮
ભીષ્મ વસિષ્ઠ વિભીષણ, ને વળી, રૂકમાંગદ ઉરધારો;
મીરાં શબરી ગોપી ગારગી, પામ્યાં આ ભવનો આરો—ઇષ્ટ ૯
એ સૌ શુદ્ધ પ્રેમ નિજ જ્ઞાને, ધ્યાને પ્રભુ પદ પામ્યાં;
હરિશ્ચંદ્ર, નળ, ધર્મ યુધિષ્ટિર, સત્ય વડેજ વિરામ્યા—ઇષ્ટ ૧૦
મ્હારામાં તો કંઇ નથી એવૂં, હું આપ કૃપાને યાચૂં;
મુજને આપ વિશે ઝડપી લો, યશ ગુણ આપનાં વાંચૂં—ઇષ્ટ ૧૧

સમર્થ ભકતો સંતોને પ્રભો! તાર્યા ન કીધી $ નવાઇ;
મ્હારા જેવા, કંઇ * નહીં, એવાને, તારી કરો સુકમાઇ—ઇષ્ટ ૧૨
ભલે, ન ઇચ્છા તેની પણ, તો, નામ કરો પ્રભુ સાચૂં;
શરણાગત વત્સલ છો તો હવે, કૃપા કરો હૂં રાચૂં—ઇષ્ટ ૧૩
હું છું ત્હારો, તું છે મ્હારો, તું જ થયો હું ન ન્યારો;
માણિકય મોહ મિટાવો શ્રીવર! શર્ણે પડયો ઉર મ્હારો—ઇષ્ટ ૧૪

---

મુજમાં, મુજમાં, મુજમાંરે, મારો હરી વિરાજે મુજમાં
હાંરે મારો હરિ વિરાજે મુજમાં.
શાન્ત સ્વ ઉદિત એકલો પ્રકાશે, નથી બીજો કોઇ મુજમાંરે—મારો૦
ઓળખ્યો હતો નહિં, ત્યાં સુધી ભાસતો, ભયકંપ મનુવા તુજમાંરે;—મારો૦
જાણ્યું હમે મનવા હવે તુજને, ઝળકે તું તે યકિ આ કુંજમાંરે;—મારો૦
તું તો પ્રકાશ છે તે હરિ કેરો, તેજ છે આ સર્વ, જાણ ગુંજ¶માંરે;—મારો૦
સત્ય સુખ ચાહે તો જઇને નમી પડ, માણિકય સંત પુણ્ય પુંજમાંરે;—મારો૦



મુજમા, મુજમા, મુજમાંરે, હરિ હાથ આવ્યો હવે મુજમા; હાંરે હરી૦
ભવ ભય ભ્રમણ નથી હવે તુજને, હરિ હરિ વ્યાપ્યોજોને તૂજમાંરે;—હરી૦
ક્લેશનો લેશ પણ દીસતો નથી કંઇ, આનંદ ઘનરૂપ મૂજમાંરે;—હરી૦

---

$ "આવા અનધિકારીને પણ તાર્યા," એવા યશ કીર્તિરૂપ સુકમાઇ.

* તે સુકમાઇરૂપ યશ કીર્તીની પણ તમારે ઇચ્છા કદાપિ ન હોય, તો ભલે, પરંતુ તમારૂં શરણાગત વત્સલ એવું નામ છે તે તો સાચું કરો. નામ ખોટું પાડવામાં (આપને તો ખાસજ) ભારે નામોશી છે.

¶ ગુંજ—છુપી વાત જે ત્રીજે કાને કરાતી નથી, બે જણ વચ્ચેજ થાય છે, તેને ગુંજ કહે છે.

ધન ધરા ધામ સ્ત્રી મોહે નફ્સતો, વિષય * છિલ્લાંમાં હવે ઝૂઝમારે;—હરી૦
સુખનો મહાનિધિ તુજને મળ્યો અલ્યા! જોર‡રાખ, હાવે, વિરા! ભૂજમાંરે હરી૦
÷ નરવર થા તૂં જીવ મટીને, માણિકય મોજ છે તૂજમાંરે;—હરી૦

---

(કબ સમરોગે રામ, અબ તુમ૦—એ રાગ)

રામ હૃદયમાં ભાળ, ત્વરાથી, રામ હૃદયમાં ભાળ; (ટેક)
સત્વર જા તે દેશ દયા કરી, છોડીને આળ પંપાળ—હાંરે હાંરે છોડીને૦
છાલાં કૂટે અન્ન ના મળવૂં, વૃથા ન વ્હોરિશ ગાળ,—ત્વરાથી૦
ભૂલ પડી આ પ્રદેશ રવડે, દેશ તરફ મુખ વાળ,—હાંરે૦
સુખ શાંતી ત્યાં સભર ભરી છે, નિજઘર નયનો ઢાળ.—ત્વરાથી૦
રસમય રસબસ થઈ જા વ્હેલો, ત્હારૂં તૂં પણ ગાળ,—હાંરે૦
ચિદ્ઘન શાંતી સુખમય થઇને, ભ્રાંતી ભટકણ ખાળ.—ત્વરાથી૦
જે છે તે આ સર્વ હરી છે, સત્ ગુરૂ રામ રસાળ.—હાંરે૦
માણિકય ચિત્સુખમય થઇ રહેતાં, બન્ગો કાળનો કાળ. —ત્વરાથી૦

---

ईश्वरानु गृहादेव, पुंसामद्वैत वासना;
द्रष्टं तन्नष्टं લહી, ભડક નહીં તૂં ભાગ ના. ॥ ૧ ॥

---

* વિષયોરૂપ છાલાંમાં હવે તું ટમટમી નહીં રહે. ઇન્તેજાર થઇ તેને માટે વલખાં નહિં માર. ‡ જોર-બળ—સામર્થ્ય—શકિત.

÷ જીવત્વરૂપ દારિદ્રય ને કાઢી નાખી સુખના મહાનિધિનો અધિપતિ એવો નર શ્રેષ્ઠ (પરમાત્મા પરમપુરૂષ) એટલે મહારાજા થઇ રહે, તો, સર્વ મોજ તારામાંજ છે. તારૂં ખોટું જીવત્વનું 'હૂં', મિથ્યા જાણી પરમાત્મતત્વમાં હોમી દે, અથવા તે પરમાત્માને ત્હારાં હૂં ને સ્થાને સ્થાપ; તો, તે સદ્વસ્તુ જે તૂં શેષ રહેશે તેમાં બધીજ મોજ છે.

નરવર—નરશ્રેષ્ઠ—પુરૂષોત્તમ—પરમપુરૂષ—જ્ઞાનાત્મા—સચ્ચિદાનંદ બ્રહ્માત્મા પરમશિવ—નારાયણ—મહાવિષ્ણુ. ॥ હરિઃ ૐ ॥

**દોહરા.**—ઘટાકાશ જૂદું નથી, મહાકાશથી લેશ;
આતમ તત્વ સત્ ચિત્ હરી, સુખમય છે નિજદેશ ॥ ૧ ॥
જાગ, ભાગ, જગ મોહથી, ઉત્તમ આવ્યો લાગ;
નર તનુ આજે છે રૂડૂં, કાલે કરશે ત્યાગ. ॥ ૨ ॥
સત્સંગે સતરૂપ થતાં, ભવ ભ્રાંતી અળપાય;
નમિ સમતાં માણિક્ય ત્યાં, ચિદાનંદમય થાય. ॥ ૩ ॥

**हरिः ॐ शान्तिः शान्तिः शान्तिः**

लोकाः समस्ताः सुखिनो भवंतु. तथाऽस्तु

**हरिः ओम्**



# શુદ્ધિપત્રક.



| પાનું. | | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ટાઇટલપેજ. | | ૯ | પ્રેમથુક્ત | પ્રેમયુક્ત |
| ગ્રંથાર્પણ | ૨ | ૪ | કલેશથીં | કલેશથી |
| ,, | ૨ | ૮ | ઐશ્વર્થસંપન્ન | ઐશ્વર્યસંપન્ન |
| ,, | ૩ | ૨ | ઉતર્ય | ઉતર્યા |
| ,, | ૩ | ૩ | આમું | સામું |
| ,, | ૩ | ૧૮ | મગીનદાસ | નગીનદાસ |
| ,, | ૩ | ૨૭ | બાળઽ | બાળક |
| ,, | ૪ | ૩ | ઝાંખો | ઝાંખો |
| ,, | ૪ | ૬ | શર્ણ પુકડયું | શર્ણ પકડયું |
| ,, | ૪ | ૧૨ | સર્વ | સર્વજ્ઞ |
| ,, | ૪ | ૧૬ | પાચેક | પાંચેક |
| ,, | ૪ | ૨૧ | હસુતા | હસતા |
| ,, | ૫ | ૨ | શ્રાં | શ્રા |
| ,, | ૫ | ૧૦ | પ્રભાણ | પ્રભાવે |
| ,, | ૧૧ | ૮ | ાનંદ | આનંદ |
| મંગલ | ૧૫ | ૭ | शब्दंश्च | शब्दंश्च |
| ,, | ૧૫ | ૧૩ | सद्रगुरवे | सद्‌गुरवे |
| ,, | ૧૫ | ૧૯ | વંદ્દ | વંદુ |
| ,, | ૧૬ | ૧૩ | દર્શાવ્યાં | દર્શાવ્યા |
| પ્રભાત | ૧૭ | ૨૦ | બાઉં | બાઉં |
| ,, | ૧૮ | ૧૯ | અંધકરમાંજ | અંધકારમાંજ |
| ,, | ૭ | ૧૧ | મુખથા | મુખથી |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ,, ૯ | ૨૩ | મદોદરી, વૃદા | મંદોદરી, વૃંદા |
| ,, ૧૧ | ૯ | દગીનાની | દાગીનાની |
| ૧૨ | ૧૯ | કાંટા ભાકાવા | કાંટો ભોંકાવા |
| ૧૫ | ૨૨ | સ્થયી | સ્થાયી |
| ૧૬ | ૮ | પડતુ | પડતું. |
| ૧૬ | ૨૪ | એટલે | એટલે |
| ૧૭ | ૪ | સવોતર્યામિ | સર્વાંતર્યામિ |
| ૨૦ | ૧૭ | એકાગ્રતાવાળા | એકાગ્રતાવાળી |
| ૨૧ | ૧ | સાય | સોય |
| ૨૧ | ૧૩ | જળ | જળ, |
| ૨૨ | ૪ | વેદત્તા | વેત્તા |
| ૨૨ | ૧૧ | દેવોર્ચનાદિ | દેવાર્ચનાદિ |
| ૨૪ | ૨૩ | સ્ત્રી | સ્ત્રી |
| ૨૫ | ૩ | સસ્કારો | સંસ્કારો |
| ૨૮ | ૭ | સમીપસ્ત | સમીપસ્થ |
| ૩૮ | ૧૬ | આપના | આપનાં |
| ૩૮ | ૧૮ | વિસ્તાર્યારે | વિસ્તર્યારે |
| ૩૯ | ૧૫ | પકિતમાંથી | પંકિતમાંથી |
| ૪૯ | ૩ | સંપૂર્ણાશે | સંપૂર્ણાંશે |
| ૪૯ | ૨૩ | ક્રીડાને | ક્રીડીને |
| ૫૦ | ૨૩ | ઓચિતો | ઓચિંતો |
| ૫૧ | ૮ | ભાઇને | ભાઇને |
| ૫૨ | ૧૪ | અંતભાગ | અંતરભાગ |
| વિજ્ઞપ્તિ ૧૭ | | પરાપકારરૂપ | પરોપકારરૂપ |
| ,, ૨૦ | | મણિગણરૂપ | મણિગણમાલારૂપ |

# વિજ્ઞાપ્તિ.

આ લઘુ ગ્રંથ શ્રદ્ધા અને પ્રેમ સંપન્ન સુજ્ઞ જનોનાં વ્યાવહારિક પારમાર્થિક હિતને અર્થે પ્રસિદ્ધિમાં મુકાયો છે તે, પ્રાપ્ત થતાં સપ્રેમ વાંચીને, અમૃતમય રસનું પાન કરવા તેઓએ ઉપેક્ષા કર્તવ્ય નથીજ, એમ કહેવાને જો કે ખાસ સબળ કારણ નથી તોપણ હાલની જન સમાજની સ્થિતિ કંઇ જુદીજ જોવામાં આવ્યાથી એમ કહેવું પડે છે. ખરા રસપાન કરનારાને તો એક બે વાર વાંચેથી સંતોષ માની લેવા લાયક આ ગ્રંથ નથી, પણ હમેશા એનું મનન કરવા યોગ્ય છે. માળા ફેરવવાનો જેવો નિયમ હરિજનોને હોય છે, તેજ રીતે આ ત્રણ માળાના અવલોકન પૂર્વક મનનનો નિયમ તેઓએ સેવ્ય છે; જેથી માનસ ( અને શારીરિક ) ઉન્નતિ કેવા પ્રકારથી અને કેટલી થવાનો સંભવ છે તે બુદ્ધિમાનોની બુદ્ધિજ વિચારવા સમર્થ છે એમ જાણી લખવાની જરૂર જોતો નથી. માત્ર હાલતો વિજ્ઞપ્તિ કરૂં છું કે, તે સર્વ સુજ્ઞ જનોએ એને યથાર્થ વાંચી, વિચારી મનન કરી અન્ય અનેક જનોને લાભ આપવા પ્રવૃત્તિ કરતા રહી પરોપકારરૂપ કાર્ય કરવું યોગ્ય છે. મણિ માણિક્ય હીરા રત્નની પેટી જેમ દ્રવ્યાસક્તને ઉપેક્ષા કરવા યોગ્ય નથી, તેમ ઉક્ત દંપત્તિ ( શ્રદ્ધા અને પ્રેમ ) સંયુક્ત સુજ્ઞ હરિજનોએ આ મહા મણિગણરૂપ ગ્રંથ ઉપેક્ષા કરવા લાયક નથી.

# પુસ્તકો મળવાના ઠેકાણાં:—

પૂજ્ય લેખક મહાત્મા શ્રી તરફથી પ્રસિદ્ધ થએલા નીચેના ગ્રંથો નીચેને સ્થળેથી ( સીલકમાં હશે તો ) મળી શકશે.

| | |
|---|---|
| વિચાર મુક્તા. | ૯—૮— |
| શાંતિ સુધારસ. | ૦—૪—૦ |
| સત્સુખ. | ૦—૬—૦ |
| માણિકયરત્ન મણિગણ માલિકા. | અમૂલ્ય. |

બહાર ગામથી મગાવનાર ગૃહસ્થોએ પોષ્ટ ટીકીટ મોકલવા કૃપા કરવી.

**વાસુદેવ માણિકયલાલ ભક્તરાજ, અથવા**

**સદાશિવ માણિકયલાલ ભક્તરાજ**

( મ્હલારજી)

ઠેકાણું. સુરત, સોનીફળીએ.

